# જૈન ધાર્મિક શંકાસમાધાન.




રચયિતા,

શાસ્ત્રવિશારદ યોગનિષ્ઠ જૈનાચાર્ય

શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરીશ્વરજી.

श्रीमद् बुद्धिसागरसूरि ग्रंथमाला ग्रन्थांक ८७.

# જૈન ધાર્મિક શંકાસમાધાન.

રચયિતા, શાસ્ત્રવિશારદ યોગનિષ્ઠ જૈનાચાર્ય
શ્રીમદ્ બુદ્ધિસાગરજી સૂરિજી.

શા. કેશવલાલ શિવલાલ મગનલાલ પ્રાંતીજવાળાની દ્રવ્ય સહાયથી
છપાવી પ્રસિદ્ધ કરનાર,
શ્રી અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડળ.
હા. વકીલ મોહનલાલ હીંમચંદ. મુ. પાદરા.

| પ્રથમાવૃત્તિ. | *** | પ્રતિ ૧૦૦૦. |
| --- | --- | --- |
| વીર સં. ૨૪૫૦. | ઈ. સ. ૧૯૨૫. | વી. સં. ૧૯૮૧. |

કિં. ૦-૨-૦.

# નિવેદન.

શ્રી અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ તરફથી પ્રકટ થતી શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરિગ્રંથમાળાના ગ્રંથાંક ૮૭ તરીકે શ્રી જૈનધર્મ શંકા-સમાધાન નામનો ગ્રંથ પ્રકટ કરતાં અમોને ઘણો આનંદ થાય છે. શ્રી શાસનદેવ ઘંટાકર્ણ વીરના સંબંધમાં સં. ૧૯૮૦ ની સાલમાં કેટલાક જીજ્ઞાસુઓ તરફથી શંકાઓભરી ચર્ચા થયેલી જાણી અને તેવાઓને સત્ય હકીકત ઉપયોગી થઇ પડે એવા હેતુથી ગુરૂશ્રીએ આ ગ્રંથ લખી સમાજને આ વિષયનું ઉપયોગી સાહિત્ય પૂરૂં પાડયું છે.

આ મંડળ પાસે કોઇ પ્રકારનું સ્થાયીફંડ નથી. છતાં પણ આ મંડળના અધિષ્ઠાતા પ્રાતઃસ્મરણીય ગુરૂમહારાજ શ્રીમદ્ બુદ્ધિસાગરજી સૂરિજીની પૂર્ણ કૃપાથી અને જ્ઞાનરૂપી જૈનધર્મ બંધુઓની ઉદાર સહાયથી મંડળ પોતાના ચાલુ નિયમ પ્રમાણે ઉત્તમોત્તમ પુસ્તકો સસ્તી કીંમતે પ્રસિદ્ધ કરે જાય છે. મંડળના આ શુભ કાર્યમાં જેમ જેમ અધિક સહાય મળશે તેમ તેમ મંડળ પોતાનુ કામ વધુ ઉત્સાહથી ચલાવશે. આવા પ્રકારના સાહિત્યની આપણામાં ઘણી ખોટ છે ને આશા છે કે આ ગ્રંથનો બહોળા પ્રમાણમાં લાભ લઇ ભવ્યાત્માઓ પોતાના આત્મકલ્યાણ સાથે સત્ય વસ્તુની પ્રતીતિ કરી શકશે, એવી આશા રાખવામાં આવે છે.

| | |
|---|---|
| મુ. પાદરા, ૧૯૮૧. | અધ્યાત્મજ્ઞાન પ્રચારક મંડળ તરફથી, |
| વસંતપંચમી. | **વકીલ મોહનલાલ હીમચંદ.** |

# ધન્યવાદ.

આ ગ્રંથ છપાવવામાં પ્રાંતીજવાળા શેઠ કેશવલાલ શિવલાલ વ્રજલાલે રૂ. ૭૫) ની આર્થિકસ્હાય આપી પોતાના દ્રવ્યનો સદુપયોગ કર્યો છે. આ માટે શ્રી અધ્યાત્મ જ્ઞાનપ્રસારક મંડળ તરફથી તેમનો ધન્યવાદ આપવાની સાથે આભાર માનવામાં આવે છે.

—અ. જ્ઞા. પ્ર. મંડળ.

# પ્રસ્તાવના.

વિ. સં. ૧૯૮૦ માં જે જે લોકોએ જૈનધર્મશાસ્ત્રોના મંતવ્યો સંબંધી વિચારો દર્શાવ્યા હતા. તેઓના શંકિત વિચારોની અસરથી અન્ય જૈનો મુક્ત રહે એવા ઉદ્દેશથી જૈનધાર્મિક શંકાસમાધાન ગ્રન્થ, પેથાપુરમાં તેજ ચોમાસામાં શ્રાવણ માસમાં લખી પૂર્ણ કર્યો. આ ગ્રંથમાં જે કંઇ ઉત્તર તરીકે લખ્યું છે તે જૈનશાસ્ત્રોના આધારે લખતાં છતાં છદ્મસ્થ-દશાથી અનુપયોગે જિનાજ્ઞા વિરૂદ્ધ જે કંઈ લખાયું હોય તેની સંઘસમક્ષ માફી માગું છું અને તેને સુધારવા જૈનગીતાર્થોને વિનયપૂર્વક પ્રાર્થના કરૂં છું. હાલમાં અનેક ધર્મોમાં સંક્રાન્તિયુગ પ્રવર્તે છે. દેશ સમાજ વગેરેમાં આચારો વિચારો સંબંધી સંક્રાન્તિયુગ ચાલે છે. અસ્થિર પ્રજ્ઞાવાળા તથા અલ્પજ્ઞમનુષ્યોને ગીતાર્થજ્ઞાનીઓના સમાગમના અભાવે તેમજ જૈનશાસ્ત્રોના અભ્યાસના અભાવે અનેક જાતનો શંકાઓ પડે એમાં આશ્ચર્ય નથી. તેથી તેવાઓને ગ્રન્થરૂપે પ્રત્યુત્તર આપતાં અન્ય જૈનો કે જે સત્યગ્રાહી છે તેઓને આવા ગ્રન્થોથી સમકિતની નિર્મલતા રહે એવું જાણીને મેં મારી ફર્જ બજાવી છે અને તેથી પ્રતિપક્ષી વિચાર-વાળાઓને તે ન રૂચે અને તે મારી નિંદા કરે તોપણ મને તો તેઓપર સમભાવ, ભાવદયા હોવાથી કર્મની નિર્જરાપૂર્વક આત્મશુદ્ધિ થવાની છે અને ભવિષ્યમાં પણ બને ત્યાંસુધી પુનઃ શંકાઓના જવાબ તરીકે જૈનધર્મ અને જૈનસંઘની નિષ્કામભાવે સેવા કરવાની નિષ્કામ પ્રવૃત્તિ ચાલુ રહેવાનીજ. આવા સંક્રાન્તિયુગમાં મારી ફરજ મારે બજાવવી જોઇએ તેમાં પ્રતિપક્ષી નિંદકો તરફથી ઉપસર્ગ થાય તોપણ મારે તેઓની નિંદા કર્યા વિના તેઓનું બૂરૂં કરવાની વિચાર પ્રવૃત્તિ વિના મારૂં કાર્ય કરવાનુંજ રહ્યું. પ્રતિપક્ષી નિંદકોપર મને ભાવદયા અને સમભાવ વર્તે છે તેથી

આવાં કર્મયોગીઓનાં કાર્યોથી આત્માની શુદ્ધિ થાય છે. પેથાપુરના જૈનસંઘે ચોમાસામાં ગુરૂભક્તિ સારી કરી હતી. શા. મોતિલાલ પાનાચંદ તથા શા, રમણિકલાલ ડાહ્યાભાઇએ પ્રુફ શોધવામાં સહાય કરી છે. આ ગ્રન્થથી જૈનો, જૈનધર્મમાં શ્રદ્ધાવાન્ રહો એમ ઇચ્છું છું. પ્રતિપક્ષી નિંદકોને હું ખમાવું છું અને તેઓનું ભલું ઇચ્છું છું. તેઓપર દ્વેષ વિના તેઓપર શુદ્ધ પ્રેમથી મૈત્રીભાવ ધારૂં છું અને આશા છે કે તેઓ મારૂં લખેલું સમજીને તેમાંથી સત્યગ્રહણ કરે અગર વૈરભાવ તજી મધ્યસ્થ બને અને આત્મશુદ્ધિ કરે.

આ ગ્રન્થનું અશુદ્ધિ શુદ્ધિપત્રક કરવાની ઉપયોગિતા જણાઇ નથી છતાં જે કંઇ ટાઇપ વગેરે અક્ષર શબ્દદોષો રહી ગયા હોય તેઓને સંતો સુધારશે.

**इत्येवं ॐ अर्हं महावीर शान्तिः ३** મુ. મહુડી, વિ૰ ૧૯૮૧ પોષ વદિ ૭.



## શ્રી અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડળ તરફથી
### શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિજીગ્રન્થમાળામાં
### પ્રગટ થયેલા ગ્રન્થો.

| | ગ્રંથાંક | પૃષ્ઠ | કિંમત. |
|---|---|---|---|
| | ૧ ક. ભજન સંગ્રહ ભાગ ૧ લો. | ૨૦૦ | ૦—૮—૦ |
| * | ૧ અધ્યાત્મ વ્યાખ્યાનમાળા. | ૨૦૬ | ૦—૪—૦ |
| * | ૨ ભજનસંગ્રહ ભાગ ૨ જો. | ૩૩૬ | ૦—૮—૦ |
| * | ૩ ભજનસંગ્રહ ભાગ ૩ જો. | ૨૧૫ | ૦—૮—૦ |
| * | ૪ સમાધિશતકમ્. | ૬૧૨ | ૦—૮—૦ |
| | ૫ અનુભવપચ્ચિશી. | ૨૪૮ | ૦—૮—૦ |
| | ૬ આત્મપ્રદીપ. | ૩૧૬ | ૦—૮—૦ |
| * | ૭ ભજનસંગ્રહ ભાગ ૪ થો. | ૩૦૪ | ૦—૮—૦ |
| | ૮ પરમાત્મદર્શન, | ૪૦૦ | ૦—૧૨—૦ |
| * | ૯ પરમાત્મજ્યોતિ. | ૫૦૦ | ૦—૧૨—૦ |
| * | ૧૦ તત્ત્વબિંદુ. | ૫૦૦ | ૦—૧૨—૦ |
| * | ૧૧ ગુણાનુરાગ. (આવૃત્તિ બીજી) | ૨૪ | ૦—૧—૦ |
| * | ૧૨–૧૩. ભજનસંગ્રહ ભાગ ૫ મો તથા જ્ઞાનદીપકા. | ૧૯૦ | ૦—૬—૦ |
| * | ૧૪ તીર્થયાત્રાનું વિમાન (આ. બીજી) | ૬૪ | ૦—૨—૦ |
| * | ૧૫ અધ્યાત્મભજનસંગ્રહ | ૧૯૦ | ૦—૬—૦ |
| | ૧૬ ગુરુબોધ. | ૧૭૪ | ૦—૮—૦ |
| * | ૧૭ તત્ત્વજ્ઞાનદીપિકા | ૧૨૪ | ૦—૬—૦ |
| | ૧૮ ગહૂંલીસંગ્રહ ભા. ૧ | ૧૧૨ | ૦—૩—૦ |

| | | | |
|---|---|---|---|
| * | ૧૯-૨૦ શ્રાવકધર્મસ્વરૂપ ભાગ ૧-૨ (આવૃત્તિ ત્રીજી) | ૪૦-૪૦ | ૧—૦ |
| * | ૨૧ ભજનપદસંગ્રહ ભાગ ૬ ઠ્ઠો. | ૨૦૮ | ૦—૧૨—૦ |
| | ૨૨ વચનામૃત. | ૮૩૦ | ૦—૧૪—૦ |
| | ૩૩ યોગદીપક. | ૩૦૮ | ૦—૧૪—૦ |
| | ૨૪ જૈન ઐતિહાસિક રાસમાળા. | ૪૦૮ | ૧—૦—૦ |
| * | ૨૫ આનન્દઘનપદ ભાવાર્થ (૧૦૮) સંગ્રહ | ૮૦૮ | ૨—૦—૦ |
| * | ૨૬ અધ્યાત્મશાન્તિ (આ. બીજી) | ૧૩૨ | ૦—૩—૦ |
| | ૨૭ કાવ્યસંગ્રહ ભાગ ૭ મો. | ૧૫૬ | ૦—૮—૦ |
| * | ૨૮ જૈનધર્મની પ્રાચીન અને અર્વાચીન સ્થિતિ. | ૯૬ | ૦—૨—૦ |
| * | ૨૯ કુમારપાળ (હિંદી) | ૨૮૭ | ૦—૬—૦ |
| | ૩૦ થી ૪-૩૪ સુખસાગર ગુરુગીતા | ૩૦૦ | ૦—૪—૦ |
| | ૩૫ ષડ્દ્રવ્યવિચાર. | ૨૪૦ | ૦—૪—૦ |
| * | ૩૬ વિજાપુરવૃત્તાંત. | ૯૦ | ૦—૪—૦ |
| | ૩૭ સાબરમતીકાવ્ય. | ૧૯૬ | ૦—૬—૦ |
| | ૩૮ પ્રતિજ્ઞાપાલન. | ૧૧૦ | ૦—૫—૦ |
| * | ૩૯-૪૦-૪૧ જૈનગચ્છમતપ્રબંધ, સંઘપ્રગતિ, જૈનગીતા. | ૩૦૪ | ૧—૦—૦ |
| | ૪૨ જૈનધાતુપ્રતિમા લેખસંગ્રહ ભા. ૧ | | ૧—૦—૦ |
| | ૪૩ મિત્રમૈત્રી. | | ૦—૮—૦ |
| * | ૪૪ શિષ્યોપનિષદ્. | ૪૮ | ૦—૨—૦ |
| | ૪૫ જૈનોપનિષદ્. | ૪૬ | ૦—૨—૦ |

| | | |
|---|---|---|
| ૪૬-૪૭ ધાર્મિક ગદ્યસંગ્રહ તથા સદુપદેશ ભાગ ૧ લો. | ૯૭૬ | ૩—૦—૦ |
| ૪૮ ભજનસંગ્રહ ભા. ૮ | ૯૭૬ | ૩—૦—૦ |
| * ૪૯ શ્રીમદ્ દેવચંદ્ર ભા. ૧ | ૧૦૨૮ | ૨—૦—૦ |
| ૫૦ કર્મયોગ. | ૧૦૧૨ | ૩—૦—૦ |
| ૫૧ આત્મતત્ત્વદર્શન | ૧૧૨ | ૦-૧૦—૦ |
| ૫૨ ભારતસહકારશિક્ષણ કાવ્ય | ૧૬૮ | ૦-૧૦—૦ |
| ૫૩ શ્રીમદ્ દેવચંદ્ર ભા. ૨ | ૧૨૦૦ | ૩—૮—૦ |
| ૫૪ ગહુંલી સંગ્રહ ભા. ૨ | ૧૩૦ | ૦—૪—૦ |
| ૫૫ કર્મપ્રકૃતિટીકાભાષાંતર | ૮૦૦ | ૩—૦—૦ |
| ૫૬ ગુરુગીત ગુંહલીસંગ્રહ. | ૧૯૦ | ૦-૧૨—૦ |
| ૫૭-૫૮ આગમસાર અને અધ્યાત્મગીતા. | ૪૭૦ | ૦—૬—૦ |
| ૫૯ દેવવંદન સ્તુતિ સ્તવન સંગ્રહ. | ૧૭૫ | ૦—૪—૦ |
| ૬૦ પૂજાસંગ્રહ ભા. ૧ લો. | ૪૧૬ | ૧—૦—૦ |
| ૬૧ ભજનપદસંગ્રહ ભા. ૯ | ૫૮૦ | ૧—૮—૦ |
| ૬૨ ભજનપદસંગ્રહ ભા. ૧૦ | ૨૦૦ | ૧—૦—૦ |
| ૬૩ પત્રસદુપદેશ ભા. ૨ | ૫૭૫ | ૧—૮—૦ |
| ૬૪ ધાતુપ્રતિમાલેખ સંગહ ભા. ૨ | ૧૮૦ | ૧—૦—૦ |
| ૬૫ જૈનદૃષ્ટિએ ઇશાવાસ્યોપનિષદ્ ભાવાર્થવિવેચન. | ૩૬૦ | ૧—૦—૦ |
| ૬૬ પૂજાસંગ્રહ ભા. ૧-૨ | ૬૦૦ | ૨—૦—૦ |
| ૬૭ સ્નાત્રપૂજા. (બુદ્ધિસાગરસૂરિકૃત) | | ૦—૨—૦ |
| ૬૮ શ્રીમદ્ દેવચંદ્રજી અને તેમનું જીવનચરિત્ર. | ૩૨ | ૦—૪—૦ |

## સંસ્કૃત ગ્રન્થો.

| | | |
|---|---|---|
| ૬૯-૭૨ શુદ્ધોપયોગ વિ૦ સંસ્કૃત ગ્રંથ ૪ | ૧૮૦ | ૦-૧૨-૦ |
| ૭૩-૭૭ સંઘકર્તવ્ય વિ૦ સંસ્કૃત ગ્રંથ ૫ | ૧૬૮ | ૦-૧૨-૦ |
| ૭૮ લાલાલજપતરાય અને જૈનધર્મ | ૧૦૦ | ૦-૪-૦ |
| ૭૯ ચિન્તામણિ | ૧૨૦ | ૦-૪-૦ |
| ૮૦-૮૧ જૈનધર્મ અને ખ્રીસ્તિધર્મનો મુકાબલો તથા જૈનખ્રીસ્તિ સંવાદ | ૨૨૦ | ૧-૦-૦ |
| ૮૨ સત્યસ્વરૂપ | ૨૦૦ | ૦-૧૨-૦ |
| ૮૩ ધ્યાનવિચાર | ૬૬ | ૧૦-૮-૦ |
| ૮૪ આત્મશક્તિપ્રકાશ | ૧૪૦ | ૦-૪-૦ |
| ૮૫ ક્ષમાપના | ૭૫ | ૦-૩-૦ |
| ૮૬ આત્મદર્શન | ૧૫૫ | ૦-૪-૦ |
| ૮૭ જૈન ધાર્મિક સમાધાન | ૫૫ | ૦-૨-૦ |
| ૮૮ કન્યાવિક્રયનિષેધ | ૨૨૦ | ૦-૮-૦ |
| ૮૯ આત્મશિક્ષાભાવનાપ્રકાશ | ૧૦૦ | ૦-૪-૦ |
| ૯૦ આત્મપ્રકાશ. | | |
| ૯૧ શોકવિનાશક (ગુજરાતી) | | |
| ૯૨ તત્ત્વવિચાર. | | |
| ૯૩ અધ્યાત્મગીતા | | સંસ્કૃત ગ્રન્થો. |
| ૯૪ આત્મસમાધિશતક | | |
| ૯૫ જીવકપ્રબોધ | | |
| ૯૬ આત્મસ્વરૂપ | | |
| ૯૭ પરમાત્મદર્શન | | |
| ૯૮ જૈનસૂત્રમાં મૂર્તિપૂજા | | |

## થોડા માસમાં બહાર પડનાર ગ્રન્થો.

૧ જૈન શ્વેતાંબર ગ્રંથનામાવલિ.
૨ શ્રીમદ્ દેવચંદ્રજી નિર્વાણ રાસ.
૩ મોટું વિજાપુર વૃત્તાંત.
૪ ઉ૦ શ્રી યશોવિજયજી નિબંધ.
૫ ભજનસંગ્રહ ભા. ૧૧ મો

* આ નિશાનીવાળા ગ્રંથો શીલક નથી.

પુસ્તકો મળવાનાં ઠેકાણાં:—

૧ વકીલ શા. મોહનલાલ હીમચંદ પાદરા. (ગુજરાત).
૨ શા. આત્મારામ ખેમચંદ સાણંદ (જીલ્લે અમદાવાદ).
૩ ભાંખરીઆ શા. મોહનલાલ નગીનદાસ ૧૯૨-૯૪, બજારગેટ કોટ—મુંબઇ.
૪ શેઠ નગીનદાસ રાયચંદ ભાંખરીઆ મહેસાણા.
૫ શેઠ ચંદુલાલ ગોકળદાસ, વિજાપુર જૈનજ્ઞાનમંદિર.
૬ બુકસેલર મેઘજી હીરજી પાયધુની—મુંબઇ.
૭ શા. રતિલાલ કેશવલાલ, મુ. પ્રાંતીજ.
૮ શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિ મંડળ, મુ. પેથાપુર સાગરગચ્છ ઉપાશ્રય.

# જૈનધર્મ શંકા સમાધાન.

## શ્રી જૈનશાસનદેવ ઘંટાકર્ણ વીરની સહાયસિદ્ધિ આદિ માન્યતા.

**प्रणम्य श्रीमहावीरं, सर्वज्ञं दोषवर्जितम्**
**कुमतं खण्डनं कुर्वे, जैनशास्त्रविरोधिनाम्-॥ १ ॥**
**घण्टाकर्णमहावीरो, जैनशासनरक्षकः**
**तस्य सहायसिद्ध्यर्थं, वच्मि शास्त्रानुसारतः ॥ २ ॥**

શ્રી સર્વજ્ઞ દોષવર્જિત ચોવીશમા તીર્થંકર તારણહાર એવા મહાવીર દેવને નમસ્કાર કરીને જૈનશાસ્ત્રોના વિરોધીઓ કે જેઓ ચારનિકાયના દેવોની સહાયતાને માનતા નથી વગેરે જૈનશાસ્ત્ર વિરૂદ્ધ અનેક કુમતને ધારે છે એવાઓના કુમતનું ખંડન કરૂં છું. ઘંટાકર્ણ મહાવીર છે તે બાવન વીર પૈકી એક વીર છે. તે જૈનશાસન રક્ષકવીર છે, તે જૈનધર્મમાં શ્રદ્ધાલુ એવા જૈનોને સહાય કરી શકે છે તેથી શાસનદેવની સહાયની સિદ્ધિને શાસ્ત્રાધારે કથું છું.

જૈનશાસ્ત્રોમાં પરંપરાગમનું વર્ણન છે. પૂર્વ જૈનાચાર્યોની પરંપરાએ જે માન્યતાઓ પ્રવર્તે છે તેનો પરંપરાગમમાં સમાવેશ થાય છે. સર્વ જાતના હિંદુ, મુસલમાન, બૌદ્ધ વગેરે ધર્મોમાં પણ તેઓ તેઓના મહાત્માઓનાં પરંપરાગમોને માને છે. જૈનશાસ્ત્રોમાં પરંપરાગમ છે તેને જો ન માનવામાં આવે તો જૈનધર્મની ઘણી માન્યતાઓનો નાશ થઈ જાય. પૂર્વાચાર્યોએ મંત્રપ્રવાદપૂર્વમાંથી અનેકમન્ત્રોનો અને વિદ્યા-

ઓનો ઉદ્ધાર કરી મંત્રકલ્પશાસ્ત્રોની રચના કરી છે.* મંત્રપ્રવાદ અને વિદ્યાપ્રવાદપૂર્વના અભ્યાસીએવા પૂર્વાચાર્યોએ અનેક દેવોના મંત્રોને બનાવ્યા છે અને તેથી તેમણે અનેક મંત્રકલ્પો રચ્યા છે. હાલમાં જૈનશાસ્ત્રોમાં નવકાર મંત્રકલ્પ અનેક પ્રકારના મૌજુદ છે. ઉવસગ્ગહરંમંત્રનો પણ કલ્પ હાલ મૌજુદ છે. નાની શાંતિનો મંત્રકલ્પ પણ મૌજુદ છે. મોટી શાંતિનો મંત્રકલ્પ છે. સંતિકરંનો મંત્રકલ્પ છે. તિજયપહુત્ત, નમિઊણ અને **ભ**ક્તામરનો મત્ર યંત્રકલ્પ મૌજુદ છે, શ્વેતાંબર અને દિગંબર જૈનો બન્ને ઋષિમંડલ મંત્રકલ્પને માને છે. જૈનાચાર્યો સૂરિ મંત્રની આરાધના કરે છે અને સૂરિમંત્રના યંત્રને પૂજે છે. ઉપાધ્યાયો **વર્ધમાનવિદ્યાની** આરાધના કરે છે. શ્રાવકો ઋષિમંડલ મંત્રની આરાધના કરે છે. અષ્ટોતરી **શાંતિસ્નાત્ર** અને **લઘુશાન્તિસ્નાત્ર** કે જેની રચના તપાગચ્છના આચાર્યોએ શ્રીહીરવિજયસૂરિના સમયમાં કરી છે અને શ્રીસકલચંદ્રજી ઉપાધ્યાય કે જે **સત્તરભેદી પૂજા, બાર ભાવના** અને **પ્રતિષ્ઠાકલ્પ, ધ્યાનદીપિકા** આદિ ગ્રન્થોના રચયિતા છે તેમણે **પ્રતિષ્ઠાકલ્પ**માં ઘંટાકર્ણ મંત્રને લખ્યો છે. તે પૂર્વપરંપરાથી જાણવું તથા અન્ય તેમના ગુરૂઓ જગત્ ગુરૂશ્રી **હી**રવિજયસૂરિ વગેરેના સમયમાં **શાંતિસ્નાત્ર –અષ્ટોત્તરી** સ્નાત્રની રચનાની વ્યવસ્થા થઈ છે અને તેમાં **નવગ્રહ-પૂજન**, દશદિક્પાલપૂજન, ચોવીશ તીર્થંકરોની યક્ષયક્ષિણીઓના મંત્ર તથા તેઓનું પૂજન છે અને નવગ્રહાદિકને નૈવેદ્ય ધરવા વગેરેની વ્યાખ્યા છે

---

* જુઓ ઘંટાકર્ણકલ્પ—પાટણના ત્રીજા નંબરના ભંડારમાં ઠા. ફોફલીયાવાડાની આગલી શેરીનો ભંડાર શા. હાલાભાઈની દેખરેખમાં છે. તેમાં તથા પુનાડેક્કન કોલેજના (એ. સો. ના જર્નલમાં) તથા સુરત જૈન આનંદ પુસ્તકાલયના લીષ્ટમાં નંબર ૫૯૫–૫૯૯ પૂર્વાચાર્યોના લખેલા તૈયાર પડેલા છે. તપાગચ્છમાં દરેક પ્રતિષ્ઠામાં ઘંટાકર્ણ યંત્ર સ્થાપવામાં આવે છે.

અને પ્રતિષ્ઠા મંત્રકલ્પમાં ઘંટાકર્ણવીરની મંત્ર યંત્રવાળી થાલી અને તેને સુખડી ધરાવવાની વિધિની પ્રક્રિયા આજસુધી તપાગચ્છ જૈનોમાં પ્રવર્તે છે. અમારા પૂર્વાચાર્યોએ, મુનિવરોએ, પ્રતિષ્ઠાકલ્પમાં ઘંટાકર્ણવીરની સહાયતા–માન્યતાને સ્વીકારેલી છે, તેથી અમો પણ અમારા પૂર્વાચાર્યોના પરંપરાગમને માન્ય કરીને ઘંટાકર્ણવીરને શાસનદેવવીર તરીકે માનીએ છીએ અને મહુડીના સંઘે ઘંટાકર્ણવીરની મૂર્તિ બનાવી અને અમોએ તેની પ્રતિષ્ઠા કરી છે. જૈનશાસ્ત્રોમાં જૈનોના શોળ સંસ્કારના મંત્રો છે ને મંત્રપ્રવાદ નામના પૂર્વમાંથી ઉદ્ધૃત કરેલ છે અને તેઓનો નિગમશાસ્ત્રોમાં સમાવેશ થાય છે. અનાદિકાલથી દરેક તીર્થંકરના વખતમાં સાધુઓનાં આચારનાં અને તત્ત્વજ્ઞાનમય આગમ શાસ્ત્રો અને ચઉદ પૂર્વના મંત્રાદિ ભાગનાં તથા ગૃહસ્થ ધર્મના સંસ્કાર આદિ ધર્મપ્રરૂપનારાં નિગમશાસ્ત્રો પ્રવર્ત્યા કરે છે અને જૈનો તે બન્નેને પ્રમાણભૂત માને છે. શ્રીઋષભદેવપ્રભુના વખતમાં ભરતરાજાએ જે ચાર વેદો રચ્યા હતા તેઓનો નિગમશાસ્ત્રોમાં સમાવેશ થાય છે અને મંત્રપ્રવાદમાંથી અને વિદ્યાપ્રવાદમાંથી ઉદ્ધૃતમંત્રો તથા પૂર્વાચાર્યોએ દેવોને પ્રત્યક્ષ કરી જે મંત્રો કલ્પો રચ્યા છે તે સર્વમંત્રશાસ્ત્રોનો પણ અપેક્ષાએ નિગમશાસ્ત્રોમાં સમાવેશ થાય છે તેથી તે મંત્રભાગ અધિકારીની આગળ ગુરૂઓ પ્રકાશિત કરે છે તેથી ગુરૂપરંપરાગમે ચાલ્યો આવે છે, તેથી હાલ તે પરંપરાગમમાં સમાવેશ પામે છે. જૈનાચાર્યો મિથ્યાત્વીદેવોને પણ સમકિતી બનાવે છે અને તેઓને જૈનશાસન ગચ્છના રક્ષક તરીકે નીમી શકે છે. શત્રુંજય માહાત્મ્યમાં શત્રુંજય પર સ્થાપિત કપર્દી યક્ષ મિથ્યાત્વી થઇ ગયો હતો તેને વજ્રસ્વામીએ ઉઠાડી મૂકી અને બીજા કપર્દી યક્ષને બોલાવી જૈનધર્મનો શ્રદ્ધાલુ સમકિતી બનાવી શત્રુંજયપર સ્થાપિત કર્યો છે. શ્રી આનંદવિમલ સૂરિએ શ્રી માણિભદ્રવીરની સ્થાપના કરી છે અને

તેની સ્થાપના પાલણપુર પાસેના મગરવાડામાં તથા વિજાપુર પાસેના આગલોડ ગામમાં છે. માણિભદ્રવીરનું આગલોડમાં ગામ બહાર મોટું દેવળ છે તેનું વિજાપુર વૃત્તાંતમાં સવિસ્તર વર્ણન છે.

પૂર્વાચાર્યોએ તપ તપી મંત્ર આરાધી નવીન માણિભદ્રવીર વગેરેને પણ સમકિતી કરી જૈનશાસન દેવતરીકે સ્થાપિત કર્યા છે તેથી જૈન-કોમ પરંપરાગમને માન્ય રાખી નવીનશાસન રક્ષકવીર વગેરેને આજ-દિન સુધી માનતી પૂજતી આવી છે. જૈનાગમોમાં મુખ્યતાએ તત્ત્વજ્ઞાન અને મોક્ષારાધન તથા સાધુના આચાર વગેરેની મુખ્યતા છે અને મંત્ર-શાસ્ત્રોમાં મંત્રકલ્પની મુખ્યતા છે. આગમોમાં આજ કારણથી ૐકાર હ્રીંકાર આદિ બીજમંત્રો વગેરેની વ્યાખ્યાઓ દેખાતી નથી. પૂર્વાચાર્યો મોટા ભાગે મંત્રશાસ્ત્રોનો ભાગ તો ગુપ્ત રાખતા હતા, અને સ્વશિષ્યોને પણ લાયક જાણીને તેઓને ખાનગીમાં મંત્ર રહસ્ય આપતા હતા. મંત્રશાસ્ત્રોને ભંડારમાં ગોપવી રાખતા હતા કે જેથી તેનો અધિકારી પુરૂષ તેનો ઉપ-યોગ કરી શકે. સર્વ દર્શનધર્મશાસ્ત્રોમાં મંત્રશાસ્ત્ર વિભાગ છે અને તેને સર્વ દર્શનધર્મવાળાઓ શ્રદ્ધાથી માન્ય કરે છે. જૈનો જૈનમંત્રશાસ્ત્રોને અને શાસનદેવોના મંત્રોને માન્ય કરે છે અને જૈનશાસન વીર દેવયક્ષ વગેરેને માને છે પૂજે છે, કારણ કે તે સમ્યગ્દૃષ્ટિ જૈનધર્મી દેવતાઓ છે તેથી તેઓને જૈનો, સાધર્મિક બંધુદેવ તરીકે માને છે. જૈનોનાં સર્વ જૈનમંદિરો દેખો, તેમાં શ્રીસિદ્ધસેનસૂરિકૃતપ્રવચનસારોદ્ધાર આદિ ગ્રન્થોના આધારે મૂલનાયક તીર્થંકરના યક્ષયક્ષિણી વગેરેનું સ્થાપન હોય છે. પ્રભુની પ્રતિમાની નીચે દેવી હોય છે. બહારના મંડપના ગોખલા-ઓમાં અનેક પ્રકારનાં શસ્ત્રધારક યક્ષ અને યક્ષિણીની મૂર્તિયો મંત્રથી પ્રતિષ્ઠિત કરેલી હોય છે. આવો પ્રચાર પ્રાચીનકાલથી શાસ્ત્રોના આધારે સિદ્ધ થાય છે. ચક્રેશ્વરી, પદ્માવતી, અંબિકા, કાલી, માણિભદ્રવીર,

ઘંટાકર્ણવીર, વિમલેશ્વર યક્ષ વગેરે નામો તો જૈનોનાં નાનાં બાલકો પણ જાણી શકે છે. જૈનધર્મ મહાપ્રભાવક સહસ્રાવધાની શ્રી મુનિચંદ્ર સૂરિએ **સંતિકરંની** રચના કરી છે અને તેમાં દેવોની અને દેવીઓની સહાયની સિદ્ધિ કરી છે. જો દેવો અને દેવીઓ સહાય ન કરતી હોય તો ભદ્રબાહુ સ્વામી જેવા **ઉવસગ્ગહરંની** રચના કરતે જ નહીં. શ્રી મહાવીર પ્રભુને મુનિદશામાં ઇન્દ્રે સહાય આપવા ઇચ્છા જણાવી હતી, હવે તે સહાય લેવી વા ન લેવી તે પોતાની મરજીપર આધાર રાખે છે. સિદ્ધાર્થ વ્યંતરાએ મહાવીર પ્રભુનો મહિમા વધારવા પ્રવૃત્તિ કરી હતી. શ્રીશ્રીપાલરાજાએ સિદ્ધચક્ર મંત્ર યંત્રની આરાધના કરી હતી તેથી તેમને દેવોએ સહાય કરી હતી. મંત્રમાં મેસ્મેરિઝમ, હીપનોટીઝમ જેવી શક્તિ છે અને તે મંત્રના પ્રેર્યા દેવો આવે છે અને સહાય કરે છે. પૂર્વાચાર્યોની સ્થવિરાવલી પટ્ટાવલી કે જે કલ્પસૂત્રના પ્રાંત ભાગમાં છે તેમાં પણ પૂર્વાચાર્યોએ અનેક શાસનદેવોની મંત્રોની મદતથી અનેક ચમત્કારો બતાવ્યાના દૃષ્ટાંતો મોજુદ છે. સનાતની જૈનો ઉપર્યુક્ત બાબતને સત્ય માને છે. જૈનો ચાર પ્રકારના દેવોને જૈનશાસ્ત્રોથી માને છે. ભુવનપતિ, વ્યંતર, જ્યોતિષ્ક અને વૈમાનિક એ ચાર પ્રકારના દેવો છે, તેમાં વૈમાનિકદેવો તો અહીંથી એક રાજલોક રહે છે તેમાં પ્રથમ બાર દેવલોકનાં વિમાનો છે તેના ઉપર નવગ્રૈવેયક-દેવોનાં વિમાનો છે, તેના પર પાંચ અનુત્તરવિમાનોના દેવો છે અને તેના પર સિદ્ધશિલા છે તે ઉપર સિદ્ધ પરમાત્માઓ રહે છે. ચંદ્ર, સૂર્ય-ગ્રહ, નક્ષત્ર અને તારાઓના વિમાનો કે જે આકાશમાં દેખાય છે તેઓમાં જ્યોતિષી દેવો દેવીઓ રહે છે અને ભુવનપતિના દેવો આ પૃથ્વીની નીચે રહે છે. અહીંથી દશયોજન નીચે અને કોઈ ઠેકાણે ઉપર વ્યંતર દેવો રહે છે. એ ચાર પ્રકારના દેવોમાં કેટલાક સમકિતી હોય છે અને કેટલાક મિથ્યાત્વી હોય છે. ચોસઠ ઇન્દ્રો તો સમકિતી છે. નવ ગ્રહોને

અને દશ દિક્પાલોને જૈનો, પૌરાણિક હિંદુઓ અને બૌદ્ધો માને છે. પણ તેમાં જૈનો, જૈનશાસ્ત્રોના આધારે નવગ્રહાદિકને સમકિતી માને છે. આ ચાર પ્રકારના દેવોનું **સંગ્રહણી વગેરેમાં** વિસ્તારથી વર્ણન છે. ચાર પ્રકારના મિથ્યાત્વી દેવો પણ પૂર્વધરમુનિ, યોગી મહાત્માઓના ઉપદેશથી સમકિતી બને છે. બાવનવીરો અને ચોસઠ યોગિનીઓ પૈકી કોઈને જૈનમુનિયો મંત્રથી પ્રત્યક્ષ કરી બોધ આપીને જૈન દેવગુરુ ધર્મની શ્રદ્ધાવાળાં કરીને તેને જૈનશાસનરક્ષક તરીકે સ્થાપી શકે છે અને તેઓ સ્વધર્મી જૈન બંધુઓને પ્રસંગોપાત્ત યથાશક્તિ મદત કરી શકે છે. તેમ શ્રીઘંટાકર્ણવીરને પણ આપણા પૂર્વાચાર્યે મંત્રથી આરાધીને પ્રત્યક્ષ કરી જૈનધર્મનો બોધ આપીને સમકિતી બનાવ્યા છે અને તેમને જૈનપ્રતિષ્ઠા વિધિમંત્રમાં દાખલ કર્યા છે, પૂર્વકાલીન વા અર્વાચીન જૈનાચાર્યોએ એ રીતે અનેક દેવોને જૈન ધર્મરાગી બનાવ્યા છે, તેથી જૈનો શાસનદેવોને સ્વધર્મી બંધુવત્ માને છે, પૂજે છે અને સંસારની ધર્મયાત્રામાં મદત માટે શાંતિસ્નાત્રના મંત્રોની પેઠે વિનવે છે. આવી પૂર્વાચાર્યની પરંપરાગમની પ્રણાલીકાને માન્ય રાખીને જૈનો ઘંટાકર્ણવીરને ધૂપ દીપ કરે છે. ઘંટાકર્ણવીર ચોથા ગુણસ્થાનકવાળા દેવ છે, તેથી તે ગૃહસ્થ જૈન શ્રાવકના સમકિતી બંધુ ઠર્યા, તેથી તેમની આગળ સુખડી ધરીને જૈનો ખાય છે. કારણકે-ઘંટાકર્ણવીર શ્રાવક હોવાથી શ્રાવક જેમ શ્રાવકનું ખાય છે તેમ તે શ્રાવક હોવાથી ગૃહસ્થ જૈનો તેમની સુખડી ખાય છે. જૈનમુનિયો, યતિયો, શ્રીપૂજ્યો, શ્રાવકો, ઘંટાકર્ણવીરનો મંત્ર આરાધે છે. ઘંટાકર્ણ મંત્રનો જાપ કરે છે, કેટલાક યતિયોએ ઘંટાકર્ણવીરના મંત્રથી સર્પ વિંછી વગેરેનાં વિષ ઉતાર્યા છે એવું મેં પ્રત્યક્ષ દેખ્યું છે. તથા કેટલાકે ઘંટાકર્ણવીરનો મંત્ર સાધીને ચોથીઓજ્વર ઉતાર્યો હતો અને વિંછીનું વિષ ઉતાર્યું છે અને તે પણ વિંછી કરડેલાને પાંચ દશ હાથ

દૂર રાખીને વિષ ઉતાર્યું છે. તેનો મ્હને અનુભવ છે. જેને શ્રદ્ધા હોય અને પરસ્ત્રી ત્યાગી હોય તેને અનુભવ આવે છે. ઘંટાકર્ણવીરને નવગ્રહોની પેઠે જૈનો અને હિંદુઓ બન્ને માને છે અને બન્ને તેની આરાધના કરે છે. ઘંટાકર્ણ મહાવીરના મંત્રકલ્પ બે ત્રણ જાતના છે અને તેમાં કયા કયા કાર્ય પર તે મંત્ર પ્રવર્તે છે તે તેમાં વિધિપૂર્વક જણાવ્યું છે. અમારા ગુરૂ મહારાજશ્રી રવિસાગરજીએ વિ. સં. ૧૯૫૪ ના ફાગણ માસમાં ઘંટાકર્ણ મંત્રની ગુરૂગમતા આપી હતી. જૈનસાધુઓ પૈકી ઘણા ખરા ઘંટાકર્ણવીર મંત્રની આરાધના કરે છે. ઘંટાકર્ણની મંત્રસ્થાલી અમદાવાદ, વિજાપુર વગેરે જે જે સ્થાને પ્રતિષ્ઠા કરાવનારા જૈનો છે તેઓના ત્યાં હોય છે. આપણે જેમ આત્માઓ છીએ અને પરસ્પર એક બીજાને મદદ કરીએ છીએ, તેમ ચારે પ્રકારના દેવતાઓ પણ આત્માઓ છે. તેઓ પણ આપણને ધર્માદિકરાગથી વા મંત્રારાધનયોગથી મદત કરે છે, આપણા કર્મના ઉદયમાં તે નિમત્તહેતુ થાય છે. શ્રી ઉમાસ્વાતિવાચકે તત્ત્વાર્થસૂત્રમાં **परस्परोपग्रहो जीवानाम्**. એ સૂત્ર રચી તેમાં જણાવ્યું છે કે સંસારીસર્વજીવોને પરસ્પર એક બીજાનો ઉપકાર થાય છે. દેવો, મનુષ્યો, તિર્યંચો વગેરે સર્વ એક બીજા પર અનેકરીતે ઉપકાર, સહાય, મદત કરી શકે છે. તેમ **तत्त्वार्थ** સૂત્રથી સિદ્ધ થાય છે. સમકિતી જૈનો, હાલ દુનિયામાં એકલા સમકિતી મનુષ્યોની મદતથી જીવી શકતા નથી, તેઓ હિંદુ મુસલ્માન વગેરેની મદત સહાય ઉપકારથી પોતાનાં દુઃખ ટાળી શકે છે, અને આજીવિકા ચલાવી શકે છે તેથી કંઇ તેઓને મિથ્યાત્વ લાગતું નથી, કારણ કે જૈનો જાણે છે કે અન્યધર્મીઓ તે કંઇ વીતરાગદેવ નથી, તે પ્રમાણે જૈનગૃહસ્થોને પણ તે વીતરાગ સર્વજ્ઞ દેવ તરીકે જાણતા નથી તે પ્રમાણે તેઓ શાસન દેવોને સમાનધર્મી મનુષ્યોની પેઠે જાણે છે અને તેમને ધૂપ દીપ કરે છે, સ્તવે

છે, પણ તેઓને સર્વજ્ઞ વીતરાગ અરિહંત દેવ તરીકે નહીં માનતા હોવાથી ઘંટાકર્ણવીર વગેરેને માનનારા તેવી દૃષ્ટિવાળા જૈનોને લોકોત્તર મિથ્યાત્વ લાગતું નથી. જે જેવા હોય તેને તેવા માનવાથી મિથ્યાત્વ લાગતું નથી. જૈનો અરિહંતને વીતરાગદેવ પ્રભુ પરમાત્મા માને છે અને શાસન દેવોને સ્વધર્મી બંધુ માની પૂજે છે તેથી તેમને મિથ્યાત્વ લાગતું નથી.

શિષ્ય પ્રશ્ન=—દરેક પ્રાણીને પોતાના શુભાશુભકર્મના અનુસારે સુખ-દુઃખ થાય છે. તેમાં દેવતાઓની સહાય થાય તો પછી શુભાશુભ કર્મ પ્રમાણે સુખદુઃખ થાય છે એમ કેવી રીતે કહી શકાય? અને શુભાશુભ કર્મ પ્રમાણેજ સુખદુઃખ થાય છે તો પછી શાસનદેવોની માન્યતા પૂજાની શી જરૂર છે?

ગુરૂ—સર્વજીવોને સ્વસ્વકર્માનુસારે શુભાશુભ સુખદુઃખ થાય છે. શુભાશુભ સુખદુઃખરૂપ ફલમાં કર્મ છે તે ઉપાદાન કારણ છે અને શાસનદેવો મનુષ્યો વગેરે નિમિત્તકારણો છે. જેવું ઉપાદાન શુભાશુભકર્મ હોય છે તેના ઉદય પ્રમાણે નિમિત્ત કારણોના પણ સંયોગો મળે છે. શુભાશુભ કર્મફલ વેદવામાં જીવો અને અજીવો નિમિત્તકારણ થાય છે. જે મનુષ્યો દેવગુરૂ ધર્મની આરાધના કરે છે. તપ, સંયમ, દયા, દાન, વ્રત નિયમ ધારણાધ્યાન સમાધિની પ્રવૃત્તિ કરે છે. સદ્‌ગુણોની અને સદાચારની આરાધના કરે છે. શ્રાવકધર્મ વા સાધુધર્મની દૃઢશ્રદ્ધાથી આરાધના કરે છે, વીતરાગદેવ કે જે કેવલજ્ઞાની, સુરાસુરેન્દ્રપૂજ્ય, અષ્ટાદશદોષરહિત છે તેને દેવ માને છે અને ધર્મમાં સ્થિર રહે છે તેઓને ધર્મ કરતાં, સંકટ વિપત્તિ પડતાં તેઓના ગુણથી શાસનદેવો ખેંચાઇને પોતાની ફર્જ અદા કરીને મદત કરે છે. એવા ધર્મી મનુષ્યો, અનિકાચિત કર્મોદયને હઠાવે છે અને તેમાં પણ દેવો સહાય કરી નિમિત્તકારણ બને છે, પણ જ્યાં નિકાચિતકર્મોદય હોય છે ત્યાં દેવોની સહાય થતી નથી અને

તપ સંયમ કરતાં છતાં પણ શ્રીમહાવીર પ્રભુને અનેક ઉપસર્ગો વેઠવા પડયા તેમ વેઠવા પડે છે. તેમાં પોતાનું અને દેવોનું પણ કશું ચાલતું નથી. ગાંધીએ વિ. સં. ૧૯૭૮ માં હિંદુઓને સ્વરાજ્ય મળશે એમ કહ્યું હતું પણ હિંદીઓનાં હજી સ્વરાજ્ય પ્રાપ્તિમાં જ્યાંસુધી નિકાચિત કર્મો છે ત્યાં સુધી તેમને સ્વરાજ્ય મળી શકવાનું નથી. વિ. સ. ૧૯૭૮ માં સર્વે હિંદીઓ મોટાભાગે એવા વિશ્વાસી બની ગયા હતા કે હિંદને સ્વરાજ્ય ગાંધી અપાવશે પણ ગાંધી અપાવી શક્યા નહીં. તેમાં હિંદીઓનાં નિકાચિત કર્મનો ઉદય, કારણ છે અને ગાંધીજીની ઇચ્છા થતાં તે હજીસુધી સ્વરાજ્ય અપાવી શક્યા નહીં તેમાં તે બાબતસંબંધી ગાંધીજીનું પણ નિકાચિત કર્મ છે. કર્મ એવાં છે કે તે ભોગવવાં પડે છે. અનિકાચિત કર્મોનો નો તપ સંયમભાવ ધ્યાન વગેરેથી નાશ થાય છે પણ ઉત્કૃષ્ટાભાંગે બાંધેલાં નિકાચિત કર્મો તો અવશ્ય ભોગવવાં પડે છે, અને તેથી પ્રભુ મહાવીર દેવ પણ બચ્યા નથી. પ્રભુ મહાવીર દેવને અશુભ કર્મનો ઉદય હતો ત્યાં સુધી અશુભ નિમિત્ત સંયોગો મળ્યા હતા અને જ્યારે શુભ કર્મનો તેમને ઉદય થયો ત્યારે ઇન્દ્રાદિકદેવો શાતા પુછવા આવ્યા. ગૌતમબુદ્ધને જ્યારે ખીલો વાગ્યો અને તેથી તેમનો પગ વિંધાઇ ગયો ત્યારે તેમના શિષ્યોએ પુછયું કે તમને કયા કર્મથી ખીલો વાગ્યો ? ત્યારે ગૌતમબુદ્ધે કહ્યું કે અહીંથી એકાણુમા ભવમાં એક મનુષ્યને વીંધી નાખ્યો, તે વખતે કર્મ બાંધ્યું તેના ઉદયથી હાલ પગે વિંધાયો છું. મનુષ્ય જે કોઇને પગે હાથમાં, પેટમાં, કાનમાં, જ્યાં જ્યાં જેવી જાતની વેદના કરે છે તેને તેથી ત્યાં ત્યાં તેવી વેદના ભોગવવી પડે છે. શ્રીપાલ રાજાને કોઢ થયો પણું શુભકર્મનો ઉદય આવવાનો હતો તેથી નવપદ સિદ્ધચક્રની આરાધના થઈ. શુભ કર્મ, તપ, જપ, સંયમ, જ્ઞાન, ધ્યાન, કરવાથી પૂર્વભવનાં કરેલાં કર્મનો ક્ષય થાય છે અને પાપકર્મ પણ પુણ્ય

કર્મના રૂપમાં ફેરવાઇ જાય છે અને કર્મના અનિકાચિત કર્મોદયનો પણ નાશ થાય છે તે પ્રમાણે શ્રીપાલ રાજાને થયું અને તેનો કોઢ રોગ ટળી ગયો અને શુભકર્મનો ઉદય થવાનો પ્રસંગ આવ્યો. જ્યારે ઇન્દ્રે, હરિણગમેષી દેવને કહ્યું કે તમો દેવાનંદાની કુખથી પ્રભુ મહાવીરને શ્રી ત્રિશલારાણીની કુખમાં મૂકો. એમ ઇન્દ્રે કહ્યું અને હરિણગમેષી દેવે તે પ્રમાણે કર્યું તેમાં પ્રભુ મહાવીરદેવને શુભકર્મોદયમાં દેવોની સહાય મળી એમ સિદ્ધ થાય છે જ. જ્યારે મહાવીરપ્રભુને તીર્થંકરનામ કર્મોદય પ્રગટ્યો ત્યારે, દેવોએ સમવસરણની રચના કરી અને પ્રભુને પૂજ્યા સેવ્યા, સગરચક્રવર્તિના સાઠ હજારપુત્રોએ અશુભકર્મ બાંધ્યું હતું તેથી ભુવનપતિદેવે સાઠ હજાર પુત્રોને બાળી ભસ્મ કરી દીધા. જ્યારે શ્રીકૃષ્ણની દ્વારિકા નગરી બળવાનો પ્રસંગ આવ્યો ત્યારે શ્રીકૃષ્ણથી પણ તે બચાવાઈ નહીં. વિષ્ણુ પુરાણના આધારે દેખો કે શ્રીકૃષ્ણે દેહનો ત્યાગ કર્યો અને અર્જુન-શ્રીકૃષ્ણની ગોપીઓને લેઈ હસ્તિનાપુર તરફ જતા હતા ત્યારે વચ્ચમાં અર્જુનને કાબાઓએ લુંટ્યા. અર્જુન બાણાવળી ગણાતો હતો તોપણ તેનું બાણ, કાર્ય કરી શક્યું નહી અને ગોપીઓએ કહ્યું કે દ્રૌપદી અર્જુન વગેરેની સહાયકરનાર કૃષ્ણ !! સહાયે આવ ! પણ કૃષ્ણ આવ્યા નહીં અને ગોપીઓને કાબા પોતાના ઘરમાં લેઈ ગયા, હિંદ. વિ. ૧૯૭૮ માં ગાંધીજીનું રાગી હતું તોપણ સરકારે ગાંધીજીને અશુભ કર્મના ઉદયથી કેદમાં ઘાલ્યા અને શુભ કર્મોદય થયો ત્યારે કેદમાંથી છુટ્યા, તેમાં શુભાશુભકર્મોદય સુખદુ:ખ ફળમાં, દેવો મનુષ્યો વગેરે જીવો નિમિત્ત હેતુ થાય છે. એવા કર્મના સનાતન સિદ્ધાંતને જૈનો, હિંદુઓ, બૌદ્ધો માન્ય કરે છે તે પ્રમાણે. ચારનિકાયના દેવો પણ અન્ય જીવોને સુખદુ:ખમાં નિમિત્ત કારણ બને છે, એમ જણાવીને હવે દેવો, ભક્તોના કર્માનુસારે ભક્તોને સહાયી થાય છે તે જૈનશાસ્ત્રોના આધારે જણાવું છું.

ત્રિષષ્ઠીશલાકાપુરૂષચરિત્રમાં દેખો–શ્રીકૃષ્ણે અઠ્ઠમ કરીને દેવની આરાધના કરી અને દેવ પ્રત્યક્ષ થયો. ભરત ચક્રવર્તીએ અઠ્ઠમ કરી દેવ પ્રત્યક્ષ કર્યો. રાવણે વિદ્યાની સાધના કરી તેને વિદ્યાઓ સિદ્ધ થઇ. પૂર્વભવના રાગથી વજ્રસ્વામીને તેના મિત્રદેવે વિદ્યાઓ આપી. શ્રી હેમચંદ્રાચાર્યે ગિરનારમાં દેવીની આરાધના કરી અને દેવીએ વરદાન આપ્યું. શ્રી વિમળશાહ દંડનાયકે કુંભારીયામાં અંબિકાદેવીની આરાધના કરી અને વિમળશાહને અંબિકાદેવીએ રાજ્ય કરવામાં તથા દેરાસર બંધાવવામાં સહાય કરી. શ્રી પ્રિયંગુસૂરિએ બોકડામાં અંબિકાદેવીને ઉતારી બોલાવી પશુયજ્ઞ બંધ કર્યો. શ્રીકૃષ્ણને, દેવે રોગ હરનારી ભેરી આપી. શ્રી ત્રેવીશમા તીર્થંકર પાર્શ્વનાથને કમઠ મેઘમાલીદેવે ઉપસર્ગ કર્યો ત્યારે ધરણેન્દ્રે અને પદ્માવતીએ આવી સહાય કરી, એમ કલ્પસૂત્રમાં જણાવ્યું છે. શ્રી હીરવિજય સૂરિને શાસનદેવોની સહાય હતી. શ્રીજિનદત્ત સૂરિને શાસનદેવોની સહાય હતી. ઉત્તરાધ્યયન સૂત્રમાં હરિકેશી ચંડાલ સાધુ થયા તેમને યજ્ઞશાળામાં ભીખ માગતાં બ્રાહ્મણો મારવા ઉઠયા ત્યારે યક્ષે પ્રગટ થઇને હરીકેશીને સહાય કરી. કોણિકરાજાને યુદ્ધમાં દેવે સહાય કરી હતી. જંબુસ્વામીના રાસમાં શ્રી યશોવિજય ઉપાધ્યાયે લખ્યું છે કે મેં ગંગાના કાંઠાપર સરસ્વતીની આરાધના કરી અને તેથી સરસ્વતીએ પ્રત્યક્ષ આવી વરદાન આપ્યું. શ્રી બપ્પભટ્ટ સૂરિને સરસ્વતીએ પ્રત્યક્ષ થૈ વરદાન આપ્યાની વાત, પ્રભાવક ચરિત્રમાં છે. દક્ષિણના શિવાજીને દેવીની સહાય હતી. શ્રી કુમારપાલ રાજાને શ્રી હેમચંદ્રાચાર્યે દેવ· મારફત સહાય અપાવી હતી. સોળ સતીઓ પૈકી ઘણી સતીઓને દેવોએ સહાય કરી હતી. એમ જૈનશાસ્ત્રોમાં દેવોની યક્ષોની વીરોની સહાયતાના અનેક દાખલાઓ મળી આવે છે અને જેનાં તીવ્ર નિકાચિત કર્મ છે અને તપ જપ સંયમ શ્રદ્ધામાં ઉત્કૃષ્ટ

નથી તેઓને દેવોની આરાધના સિદ્ધ પણ થતી નથી. અમદાવાદના નગરશેઠ શાંતિદાસનો પુણ્ય ઉદય થવા આવ્યો ત્યારે દેવની સહાય મળી, એમ અનેક દાખલાઓથી સિદ્ધ થાય છે કે જ્યારે શુભકર્મનો ઉદય થવાનો હોય છે ત્યારે દેવગુરૂ ભક્તિસેવામાં ચિત્ત જોડાય છે અને તેથી શાસનદેવોની સહાય પણ મળે છે.

પ્રશ્ન—શ્રી વીતરાગદેવ અરિહંત તીર્થંકર હોય છે એવા શ્રી કેશરીયાજી આદીશ્વર, શ્રી મલ્લિનાથ, શ્રી પાનસરા મહાવીર, શ્રી સંખેશ્વર પાર્શ્વ વગેરે તીર્થંકરો, રાગ દ્વેષરહિત હોય છે, તેઓ ભક્તોને સહાય કરવાને સિદ્ધસ્થાનમાંથી અહીં આવતા નથી તો પછી કેટલાક ભક્ત જૈનો કહે છે કે મલ્લિનાથે ગાડું ચલાવ્યું. અમુકનું અમુક કાર્ય સિદ્ધ કર્યું, શ્રી સંખેશ્વર પાર્શ્વનાથે અમુક ચમત્કાર દેખાડયો. શ્રી કેશરીયાજીએ સદાશિવની ફોજને ભમરા છોડી હઠાવી દીધી. ઇત્યાદિ ચમત્કારો જે જે સંભળાય છે તે કોણે કર્યા ?

ઉત્તર—ભોંયણી મલ્લિનાથ, પાનસરા મહાવીર, શ્રી સંખેશ્વર, કેશરીયાજી, મહુડી પદ્મ પ્રભુ વગેરેના નામે જે ચમત્કારો સંભળાય છે તે, તે પ્રભુના ભક્તરાગી શાસન દેવોએ કરેલા ચમત્કારો જાણવા. વીતરાગ દેવ તો રાગદ્વેષ રહિત છે તે કંઈ સિદ્ધ સ્થાનમાંથી પાછા આવતા નથી પણ તેતે દેવના રાગી ભક્ત શાસન દેવો તે તે પ્રભુની ભક્તિ કરનારાઓને તેમની ભક્તિથી પુણ્ય વધે છે તે પુણ્ય ફલ ભોગમાં સહાયક બને છે અને પ્રભુના નામે અને પ્રસંગે પ્રભુનું રૂપ કરીને પણ ભક્તલોકોને દર્શન આપે છે, તેથી ભક્તો જાણે છે કે પ્રભુએ મ્હને પ્રત્યક્ષ થઇ દર્શન આપ્યાં, કેશરીયાજીમાં ભૈરવ છે તે શ્રી કેશરીયાજીનો મહિમા વધારવા અને લોકોવડે પ્રભુની મૂર્તિ પૂજાવવા માટે બાધા આખડીઓમાં પણ સહાય કરે છે અને કોઇને નિકાચિતકર્મના ઉદયથી સહાય મળતી

નથી. મહુડી શ્રી પદ્મપ્રભુના અધિષ્ઠાયક તરીકે શ્રી ઘંટાકર્ણ મહાવીરની સ્થાપના કરી છે તે પણ પ્રભુભક્તોને સહાયકારી થાય છે તે બાબત-ના અનેક ચમત્કારો સંભળાય છે. જેના શુભ કર્મનો ઉદય થવા આવે છે તેને તે બાબતમાં નિમિત્તભૂત સહાયકારી ગણાય છે. ગાંધીજી કેદમાંથી છૂટે તે માટે એક શ્રાવક કે જે ગાંધીજીનો રાગી હતો તેણે અમને વિનંતિ કરી અમે તેને અનુષ્ઠાન કરવાનું કહ્યું અને તેણે માઘ માસમાં અનુષ્ટાન કર્યું અને પછી ગાંધીજી છૂટયા તેમાં ગાંધીજીનું છૂટ-વાનું પુણ્ય તે ઉપાદાન કારણ અને તેનાં અનેકનિમિત્તસાધનો પૈકી સાધકને આ પણ એક નિમિત્તસાધન મનમાં લાગે એમાં કંઈ શ્રદ્ધાળુ ભક્તોને આશ્ચર્ય લાગતું નથી અને નાસ્તિકો કે જે આ બાબતને નથી માનતા, તેઓને કંઈ આમ લખવાથી શ્રદ્ધા થતી નથી એવી આસ્તિક નાસ્તિક બુદ્ધિથી જ્યાં ત્યાં આસ્તિકોનો અને નાસ્તિકોનો સ્વભાવ જૂદો જૂદો દેખાય છે. તિલક, અરવિંદઘોષ, માળવીયા, વગેરે દેવોને અને પ્રભુ પરમાત્માને માને છે. તેઓ દેવ દેવીઓની ઉપાસનાને તેમના શા-સ્ત્રાનુસારે સ્વીકારે છે. શ્રી તીર્થંકરપ્રભુના શાસન ભક્ત દેવો છે તે પ્રભુના સેવકો છે તે કંઇ પ્રભુથી મોટા નથી. રાજાના નોકરો, સૈનિકો-ના જેવા છે. જૈનશાસનદેવો સત્ત્વગુણી છે, તેઓની આગળ દારૂ માંસાદિ અભક્ષ્ય અપવિત્ર વસ્તુઓનાં નૈવેદ્ય ધરાવાતાં નથી. શક્તિમંત્રના દેવો અને દેવીઓ અને તેઓની સેવાભક્તિનાં સાધનોથી જૈન શાસન દેવ દેવીઓના રીતરીવાજ જૂદા છે અને નૈવેદ્ય, પૂજા ભક્તિ સર્વે સાત્વિકાચારવાળી છે. જૈનધર્મના તીર્થંકરોના યક્ષોના અને યક્ષિણીઓના હાથમાં અનેક પ્ર-કારનાં શસ્ત્રો છે તે તેઓના ઉત્તર વૈક્રિયશરીરની અપેક્ષાએ જાણવાં. ઘંટાકર્ણ મહાવીર પ્હેલાં પૂર્વભવમાં એક આર્યરાજા હતા તે સતીઓનું અને સાધુઓનું તથા ધર્મીમનુષ્યોનું રક્ષણ કરવામાં જીવન ગાળતા

હતા. દુષ્ટ રાક્ષસ જેવા મનુષ્યોના હુમલાઓથી ધર્મી પ્રજાનું રક્ષણ કરતા હતા. કુંવારી કન્યાઓના શીયલનું રક્ષણ કરતા હતા. પાપીઓના ત્રાસને હઠાવી પ્રજાનું કલ્યાણ કરતા હતા. ધનુષ્યબાણવડે અનેક દુષ્ટ રાજાઓજોડે યુદ્ધ કરીને તેઓને જીત્યા અને આર્યદેશોમાં શાન્તિ ફેલાવી. તેમને સુખડી પ્રિય હતી. તેઓ અતિથિયોની સેવા ભક્તિ કરતા હતા અને ઘણા શૂરા હતા તેથી તે મરણ પામીને દેવ થયા, અને બાવનવીરોમાં ત્રીશમા વીર તરીકે તેમની ગણના થઈ. તેઓ પૂર્વભવમાં પરોપકારી હતા. તેથી વીરના ભવમાં પણ તે બને તેટલી ધર્મી ભક્તજનોને તેઓના શુભકર્માનુસારે સહાય આપે છે. પૂર્વભવમાં તેમના હાથમાં ધનુષ્યબાણ ખડ્ગ હતાં તેથી તેમની મૂર્તિના હાથમાં ધનુષ્યબાણ ખડ્ગ આપવામાં આવે છે, તે સમ્યગ્દૃષ્ટિદેવ, ક્ષત્રિય રાજાના જેવા આત્મા હોવાથી અને હાલ પણ તેવાં કાર્યો કરતા હોવાથી ઉત્તર વૈક્રિય શરીરની અપેક્ષાએ ધનુષ્યબાણવાળી તેમની મૂર્તિ કરાય છે. જેમ રાજાને સર્વ ધર્મવાળી પ્રજા માને છે તેમ બાવનવીરોને પણ ને સર્વના ભલામાં દાક્તર રક્ષક સૈનિકોની પેઠે ભાગ લેતા હોવાથી જૈન, હિંદુ, બૌદ્ધ વગેરે ધર્મવાળાઓ માને છે પૂજે છે. દાક્તરને દાક્તરની અપેક્ષાએ માનવાથી જેમ મિથ્યાત્વ લાગતું નથી અને દવા કરાવવાથી જેમ મિથ્યાત્વ લાગતું નથી તેમ ઘંટાકર્ણવીરને વીર તરીકે માનવાથી અને દેવાધિદેવ વીતરાગને અરિહંત દેવ તરીકે માનીને પૂજવાથી લોકાન્તર મિથ્યાત્વ લાગતું નથી. ઘંટાકર્ણવીર છે તે અવિરતિ સમ્યગ્દૃષ્ટિદેવ છે. તે ચોથા ગુણઠાણાના જૈન ગૃહસ્થ જેવા છે, તેથી આપણે તેમને શ્રાવકો, પોતાના શ્રાવકબંધુના જેવા પ્રિય ગણી તેમના ગુણોની સ્તુતિ કરે, તેમની મૂર્તિ આગળ ધૂપ દીપ નૈવેદ્ય ધરે; તેથી કંઇ સમકિતમાં દૂષણ લાગતું નથી. જો તેમને તીર્થંકર દેવ તરીકે માનીએ તો મિથ્યાત્વ

લાગે. જૈનો, રાજા વગેરેને પોતાના સ્વાર્થ માટે પ્રાર્થે છે. રાજા વગેરેનો વિનય કરે છે, તેથી જેમ તેઓને મિથ્યાત્વ લાગતું નથી તેમ ઘંટાકર્ણ વગેરે જૈનો શાસન યક્ષદેવોની ધર્મ કર્મમાં સહાયતા માગવાથી લોકોત્તર મિથ્યાત્વ લાગતું નથી. વંદિતાસૂત્રમાં સમ્યગ્દૃષ્ટિદેવો સમાધિ અને બોધિ આપે છે. માટે કહ્યું છે કે-**सम्मदिट्ठीदेवा, दिंतु समाहिं च बोहिंच**. સમ્યગ્દૃષ્ટિદેવો, સમાધિ અને બોધિ આપો. સમ્યગ્ દૃષ્ટિ દેવો છે તે મનુષ્યોને સદ્ગુરૂની અને જૈનધર્મની જોગવાઈ કરી આપવાના સંયોગમાં મૂકે છે. જૈનમનુષ્યો, જેમ અન્યોને ઉપદેશ આપી જૈનધર્મી બનાવે છે તેમ સમ્યગ્દૃષ્ટિ જૈનદેવો પણ મનુષ્યને પ્રત્યક્ષ થઇ અગર સ્વપ્નામાં ઉપદેશ આપે છે, તથા ધર્મીમનુષ્યોના સમાગમમાં મનુષ્યોને લાવીને ધર્મી બનાવી દે છે. **ઉત્તરાધ્યયન સૂત્રની** ટીકામાં એક આચાર્ય કાલ કરી દેવલોકમાં ગયા અને સ્વશિષ્યોના જોગ અધૂરા હતા તેને પૂર્ણ કરાવવા આવ્યા, છ માસ સુધી તે પોતાના સ્વસાધુ શરીરમાં રહીને શિષ્યોને પોતાની હકીકત જણાવી દેવલોકમાં ગયા અને શિષ્યોના મનમાં મનુષ્યો કદિ દેવ હોય એવો સંશય થયો તેથી તે અવ્યક્ત નિન્હવ તરીકે ગણાયા. સિંધુ દેશના ઉદાયી રાજાની પ્રભાવતી રાણી હતી તે સ્વર્ગમાં ગઈ અને રાજાને પ્રતિબોધવા અહીં આવી રાજાને સમકિતી બનાવ્યો. એક આચાર્યનો શિષ્ય સ્વર્ગમાં ગયો અને પોતાના ગુરૂની પાસે આવીને તેમને પુનઃ સમકિતી બનાવ્યા. એક દેવનો મિત્ર, મનુષ્ય થયો તે અધર્મી હતો તેને દેવે અનેક રીતે બોધ પમાડી સમકિતી ચારિત્રી બનાવ્યો. કલ્પસૂત્રની ટીકાના આધારે મહાવીર પ્રભુના શરીરમાં પેસીને સિદ્ધાર્થવ્યંતરો લોકોની આગળ પ્રભુના મુખથી ભવિષ્ય કહેવાથી પ્રભુનો મહિમા વધારતો હતો. ઇત્યાદિ ચારનિકાયના દેવોની સહાયનાં અનેક દૃષ્ટાંતો છે. જૈનો પ્રતિક્રમણમાં ચારથોયો કહે છે તેમાં ચોથી

થોયમાં દેવ દેવીની સ્તુતિ આવે છે અને તેમાં દેવ દેવીની સહાયતાની વાત આવે છે. જૈનદેવપ્રતિષ્ઠા વિધિમંત્રોની ક્રિયામાં જૈનશાસન દેવોની અને દેવીઓની સ્તુતિ આવે છે અને તેમાં વિઘ્નનિવારણ, કરવામાટે સહાયતા કરવાની વાત આવે છે. તેથી તેવી રીતે ઘંટાકર્ણ મહાવીરની સ્તુતિ કરતાં અને ધૂપ દીપ નૈવેદ્ય કરતાં લોકોત્તર મિથ્યાત્વ લાગતું નથી, એમ આપણા પૂર્વાચાર્યોની શૈલીથી પણ સમજાય છે. આપણા અર્વાચીન આચાર્યોને જો ઘંટાકર્ણ વીરની આગળ સુખડી વગેરે ધરવામાં તથા તેમની સ્વરક્ષણ સહાયતાની માન્યતામાં મિથ્યાત્વ જણાયું હોત તો તેઓ પ્રતિષ્ઠા વિધિમાં ઘંટાકર્ણવીરને દાખલ કરત જ નહીં અને તેમની પૂજા કરત જ નહીં.

આપણ જૈનોને, શ્રાવક સાધુ ધર્મ આરાધતાં વૈદ્યો ડોક્ટરો રાજાઓ, સૈન્ય પોલીસ મદત કરે છે અને આપણે તેને તે તે દશાની અપેક્ષાએ સાધન માનીએ છીએ, અને જિનેન્દ્રદેવ, સુગુરૂ વગેરેને મહાસાધન પરમ સાધન તરીકે માનીએ તેથી કંઈ આપણને મિથ્યાત્વ લાગી જતું નથી અને આપણે જૈનો કંઈ આડા માર્ગે જતા નથી, કારણ કે સર્વની અનુક્રમે મહત્તા ઉપયોગિતા જાણીએ છીએ. તેમાં ડોક્ટર, વૈદ્ય, સૈન્ય સિપાઈ રાજા વગેરે પણ અપેક્ષાએ જેમ સુસાધન છે તેમ તીર્થંકરદેવ સદ્‌ગુરૂ દેવ, પણ અપેક્ષાએ મહાસુસાધન છે પણ તે બેમાંથી ડોક્ટર વૈદ્ય પોલીસ વગેરે તીર્થંકરરૂપમહાસાધનની અપેક્ષાએ પરંપરાએ નિમિત્ત સાધન–ઉપયોગી સાધન તરીકે ગણાય છે અને તીર્થંકર દેવ, ગુરૂ અને જૈનધર્મ, નજીકનાં અત્યંત મહાસાધન નિમિત્ત કારણ ગણાય છે પણ તીર્થંકર વીતરાગ દેવની મહા સાધનતા છે તેથી કંઈ વૈદ્યરક્ષક વગેરે સહાયકારકોની કુસાધનતા ગણાતી નથી, તેમ શાસન દેવો પણ ધર્મમાર્ગમાં આત્માની શુદ્ધિ કરવામાં વિઘ્ન નિવારણ કરનારા હોવાથી તીર્થંકર રૂપ મહાસાધનની અપેક્ષાએ તેથી ઉતરતા સુસાધનરૂપ ગણાય

છે પણ તીર્થંકરદેવના સાધનની આગળ કુસાધનતરીકે ગણવા તે તો અજ્ઞાનતા છે, સાધન કદિ આગળ મોટી દશામાં જતાં પાછળથી પણ અન્યોને ઉપકારી સાધન તરીકે હોવાથી પ્રવાહની અપેક્ષાએ સુસાધન જ ગણાય છે, પણ કુસાધન થઈ શકેજ નહીં, એમ જૈનશાસ્ત્રો જણાવે છે. શાસનદેવોને મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન અને અવધિજ્ઞાન હોય છે તેથી તેઓ પોતાની પાસે આવનારાઓની દશા વિચાર જાણી શકે છે, તેથી તેઓ પરીક્ષા કરીને શ્રી પ્રભુભક્તોને યથાયોગ્ય સહાય કરે છે કે જે સહાયને પ્રભુ ભક્ત જૈનો કદાચ જાણી શકે અને જાણી ન પણ શકે. સ્વાર્થીમનુષ્યોના કરતાં પરમાર્થી દૃઢ જૈનોને તેઓ માગ્યા વિના પણ ગુપ્તપણે સહાય કર્યા કરે છે. આપણા બંધુઓ, મિત્રો, હિતસ્વીઓ, જેમ પ્રેમથી આપણને ખાનગી રીતે તથા જાહેર રીતે પ્રાર્થ્યા વિના પણ મદત કરી શકે છે તેમ શાસનદેવો પણ જૈનાત્માઓ હોવાથી તેઓની સાથે ગૃહસ્થો, સાધર્મિકસગપણનો અતિશુદ્ધ પ્રેમ ધારણ કરે છે તેઓ પ્રસંગોપાત્ત ગુપ્તપણે અકસ્માત્ પ્રસંગે સહાય કરે છે કે જેની તેઓને ખબર પણ પડતી નથી. દેવદેવી યક્ષયક્ષિણીઓને અમુક મારૂં કાર્ય કરીશ તો ત્હને અમુક વસ્તુ આપીશ એવી રીતની બાધામાન્યતાથી અજ્ઞજૈનો માને છે, પૂજે છે પણ તે રીવાજથી જૈનો સ્વાર્થીકામ કાઢી લેનારા અજ્ઞ ઠરે છે, પણ જેઓ ધર્મમાર્ગમાં પ્રાર્થે છે. સ્તવે છે અને બાધાઆખડી વિના દેવદેવીઓના મંત્રનો જાપ કરે છે અને દેવગુરૂધર્મની આરાધના કરે છે તે સાલંબની મધ્યમ જૈનો જાણવા.

છઠ્ઠા ગુણઠાણા સુધી જૈન સાધુઓ, દેવોની અને દેવીઓની ચોથી થોય કહી સ્તુતિ કરે છે. સાતમા ગુણઠાણા પહોંચેલા મુનિઓ. દેવોની અને દેવીઓની સહાયની ઇચ્છાને સ્વપ્નમાં પણ કરતા નથી. પ્રભુ મહાવીરદેવના સમયમાં નાગસારથિની સ્ત્રી સુલસાએ પુત્રોની ઇચ્છાથી દેવની આરાધના કરી

હતી તેથી તેને દેવે બત્રીશ ગોળીઓ આપી હતી, તેથી બત્રીશ પુત્રો થયા. તે ચેલણાના હરણ વખતે મરણ પામ્યા હતા, ઉપરના દૃષ્ટાંતોથી દેવદેવીની સહાયતા થાય છે એમ સિદ્ધ થાય છે. જેઓ દેવો અને દેવીઓ યક્ષો, વીરો વગેરેની હયાતીનું ખંડન કરે છે, તેઓની માન્યતા જૂઠી છે. જેઓ સહાયતાનું ખંડન કરે છે તેઓ જૈનશાસ્ત્રોની ઉત્થાપના કરે છે અને જૈનધર્મના શત્રુ તરીકે નાસ્તિકતરીકે જાહેરમાં સિદ્ધ ઠરે છે, જૈનકોમે તેવા નાસ્તિકોની સંગતિ કરવી નહીં. જેઓ જૈનશાસ્ત્રોમાં કહેલાં સ્વર્ગ, દેવલોકની ઉત્થાપના કરે છે તેઓ ખુદ સર્વજ્ઞ મહાવીરની ઉત્થાપના કરે છે, સ્વર્ગ અને નરકની ઉત્થાપના કરતાં જૈનશાસ્ત્રો, જૈનધર્મ અને જૈન-તીર્થંકરોની ઉત્થાપના થાય છે, જૈનશાસનદેવોની નિન્દા આશાતના કરવાથી અને ગુરૂઓની નિન્દા કરવાથી કુલનો ક્ષય થાય છે. **પગામસજ્જાયમાં देवाणं आसायणाए, देवीणं आसायणाए.** એવો પાઠ છે. દેવોની અને દેવીઓની નિન્દા આશાતના અને તેઓનું ખંડન કરવાથી પાપકર્મ બંધાય છે.

શ્રી મલ્લિનાથ ભોયણી, પાનસર, કેશરીયાજી, મહુડી વગેરે ચમત્કારી તીર્થોમાં જે યાત્રાળુઓ જાય છે તે સર્વે બાધાઆખડી પુત્રસ્ત્રી લક્ષ્મીની લાલચના માર્યા જાય છે અને ફેરા ખાય છે, ઈત્યાદિ કથનારા તથા લેખકો, આર્યસમાજી જેવા તથા નાસ્તિકદોષદૃષ્ટિવાળા છે, તેઓ પોતાની દૃષ્ટિ જેવા બીજાને કલ્પી લેનારા જાણવા. જૈનો કે જે કુલથકી જૈનો છે તેઓ અન્ય દર્શનીઓના તીર્થો કરતાં જૈનતીર્થોની યાત્રાએ જાય છે તેઓને નિર્મલસમકિત થવાનાં ઘણાં કારણો મળે છે અને તેઓ જિનેશ્વરની ભક્તિ, સાધુ વગેરેની ભક્તિ કરીને ત્યાં નિર્જરા તથા અનંતઘણું પુણ્ય ઉપાર્જન કરે છે તેથી ઉગ્રપુણ્યકર્મોદયે આ ભવમાં પણ તેઓ લક્ષ્મીપુત્ર સ્ત્રી વગેરે વાંછિત વસ્તુઓને પ્રાપ્ત કરી શકે છે અને તે વાંછિ-

તમાં તે તે તીર્થંકરના અધિષ્ઠાયક શાસનદેવો સહાય પણ કરી શકે છે. એવા ઘણા દાખલાઓ સાંભળેલા છે તેથી તેમાં કશું આશ્ચર્ય નથી. તેમજ તેમાં જૂઠાણું નથી.

હાલમાં વિદ્યમાન શ્રીવિજયનેમિસૂરિ, શ્રીવિજયસિદ્ધિસૂરિ, શ્રીસાગરાનંદસૂરિ, શ્રીવિજયકમલસૂરિ, શ્રીવિજયનીતિસૂરિ, શ્રીકૃપાચંદ્રસૂરિ, વગેરે આચાર્યો સૂરિમંત્રનો દરરોજ પ્રાતઃકાળમાં જાપ કરે છે અને શ્રીમેઘવિજયજી વગેરે પન્યાસો, વર્ધમાનવિદ્યા, ઋષિમંડલ મંત્ર વગેરે કે જે દેવાધિષ્ઠિત વિદ્યામંત્રો છે તેઓનો જાપ કરે છે, તેથી શાસનદેવો ગુપ્તરીતે અને પ્રત્યક્ષ આવીને પણ સહાય કરે છે એમ જૈનશાસ્ત્રોના આધારે સિદ્ધ થાય છે.

શ્રી મોહનલાલજીમહારાજ મ્હને સુરતમાં કહેતા હતા કે જિનકુશલસૂરિ કે જે ભુવનપતિમાં ગયા છે તેમની મ્હને સહાય છે અને તે કોઈકવાર પ્રત્યક્ષ દર્શન આપે છે. શ્રી યશોવિજયજીઉપાધ્યાયને સરસ્વતીદેવીએ પ્રત્યક્ષ દર્શન આપ્યું હતું અને જ્ઞાનમાં મદત કરી હતી. તેવા મહાપુરૂષો કદાપિ જૂઠું બોલતા નથી. આ ઉપરથી વાચકો સમજી લેશે કે, મલ્લિનાથ, પાનસરા મહાવીર, કેશરીયાજી, સંખેશ્વર, મહુડી વગેરે તીર્થસ્થળના અધિષ્ઠાતા દેવો ચમત્કારી છે. તેઓ તીર્થંકર પ્રભુના ભક્ત છે તેથી સાધર્મિક જૈનોને વ્યાવહારિક તથા ધાર્મિક બાબતોમાં મદત કરી શકે છે, તેઓ સર્વ જૈનોને મદત કરી શકે એવો કંઇ નિયમ નથી, તેઓ પ્રભુની સેવાભક્તિજન્યપુણ્યોદયાનુસારે સહાયક થાય છે અને પ્રભુની સેવા ભક્તિથી પાપકર્મનો અનિકાચિત કર્મોદય પણ નષ્ટ થઇ જાય છે. શાસનદેવો રાગી અને દ્વેષી તથા બાહ્યશક્તિવાળા અને વૈક્રિય શરીરી છે. તેઓ સદાકાલ તેઓની સ્થાપિત મૂર્તિયોમાં રહે છે, વાસ કરે છે એવો કંઇ નિયમ નથી, તેઓની મૂર્તિયો આગળ મંત્ર જપનારા-

ઓને તપવગેરેના મંત્રસાધકોથી બળથી અવધિજ્ઞાનવડે જાણી શકે છે, અને તેઓને સ્વસ્થાને બેઠાં બેઠાં પણ સહાય કરવાની શક્તિ વડે સહાયક થાય છે, અને કોઇ વખત પ્રત્યક્ષ પણ દર્શન આપે છે, તથા સ્વપ્નમાં પણ દર્શન આપે છે, દેવોના અને દેવીઓના નામે કેટલાક જૂઠા લોકો પાખંડ ચલાવે છે અને માન પૂજા લક્ષ્મીની લાલચે મ્હને દેવ પ્રત્યક્ષ છે, હું અમુક કાર્ય કરી શકું છું એમ જૂઠું કહી લોકોને ઠગે છે, તથા લોકોની આગળ ધૂણે છે તથા અમુક દેવી પાડો બોકડો માગે છે એમ ધૂણીને કહે છે, એવા જૂઠા પાખંડી ઠગ લોકોથી કદાપિ છેતરાવું નહીં અને તેઓનું કથન સત્ય માનવું નહીં અને તેઓની સંગતિ પણ કરવી નહીં. દેવો, અને દેવીઓ, પાડા અને બકરા વગેરેનું માંસ ખાતી નથી અને તેથી ખુશી થતી નથી એમ જૈનશાસ્ત્રો પોકાર કરીને જણાવે છે, માટે જૈનશાસ્ત્રો, મિથ્યાત્વી દેવોથી અને દેવીઓથી અને તેઓના ભક્તોના જૂઠ્ઠાણાથી દૂર રહેવાનું ફરમાવે છે, અને જૈનશાસનદેવો કે જેઓ જૈનસંઘના સહાયક છે અને જૈનસમકિતધર્મી છે તેઓની સાથે સાધર્મિકબંધુની દૃષ્ટિએ પ્રેમથી વર્તવાનું જણાવે છે. જૈનો જૈનમંદિરમાં પ્રવેશ કરે છે ત્યારે શ્રી તીર્થંકર વીતરાગદેવને મૂલનાયક પ્રભુ તરીકે જાણે છે અને તેમની નીચેની દેવીને તથા ગોખલા વગેરેમાં યક્ષ યક્ષિણીને પ્રભુના સેવક તરીકે જાણે છે અને તીર્થંકરપરમાત્માને તેમની દશાએ પૂજી સ્તવી ગુણો ગ્રહે છે અને શાસન દેવદેવીઓને તેમના અધિકાર પ્રમાણે માને છે પૂજે છે તેથી જૈનોને લોકોત્તર મિથ્યાત્વ લાગતું નથી. જે જૈનો, લોટેશ્વર મીરાંદાતાર જાય છે તે કરતાં, જે જૈનો, તેવી ભાવનાથી શાસન દેવોની પાસે જાય છે તેઓ કરોડગણો મિથ્યાત્વ વાસનાઓથી બચી જાય છે અને તેઓને જૈનોનો પરિચય રહેવાથી મૂળ સમકિત આદિના આચારમાંથી ખસી જવાનો વખત પણ આવતો

નથી અને લોટેશ્વર વગેરે જનારાઓ તો મિથ્યાત્વી પણ થઈ ગએલા દેખાયા છે; તેથી કેશરીયાજી મહુડી વગેરે જનારા અને બાધા આખડી રાખનારા કે જેઓ કુલથી જૈનો છે તેઓ, મિથ્યાત્વી લોટેશ્વર વગેરે તીર્થે જનારા જૈનો કરતાં અનંતગુણા ઉત્તમ જાણવા. કારણ કે તેઓ છેવટે જૈનધર્મી રહે છે અને સુગુરૂની જોગવાઇ મળે બાધા આખડીઓમાંથી પણ મુક્ત થાય છે અને બાધા આખડીઓ રાખ્યા વિના પણ શાસન દેવદેવીઓને માને છે પૂજે છે, જૈનોમાં એકડીયાંની શાળા જેવા પણ કુલ જૈનો હોય છે, તેઓ સ્વાર્થ માટે પૌદ્‌ગલિકઇષ્ટ વસ્તુઓના લાભ માટે દેવદેવીઓની પ્રાર્થના કરે છે, તેઓને બાહ્યલક્ષ્મી વગેરે પદાર્થોની ઘણી જરૂર હોય છે તેથી તેઓ, તેઓની દશા પ્રમાણે તીર્થસ્થલોમાં જઇ લક્ષ્મી વગેરે મળવાની ભાવના કરે છે અને તેમને ભાવના પ્રમાણે ફલની પ્રાપ્તિ પણ પુણ્યોદયે થાય છે, ભાવના એજ સંકલ્પ છે. યોગશાસ્ત્રોનો નિયમ છે કે સંકલ્પ જ તે કાર્ય કરે છે અને દેવો તો તેમાં નિમિત્ત માત્ર બને છે. મેસ્મેરીઝમ, હિપ્નોટીઝમ વગેરે યોગના કેટલાક ભાગને અમેરિકનોએ પ્રસિદ્ધ કર્યા છે તેમાં શ્રદ્ધા સંકલ્પ બળથી મનુષ્ય, દેવની પેઠે ચમત્કારો કરી બતાવે છે એમ જણાવ્યું. છે તે વિદ્યાનો અમોએ અનુભવ કર્યો છે, તેથી મનુષ્યની શ્રદ્ધા વિચારજ, મનુષ્યને ફલ આપનારા થાય છે. તે પ્રમાણે જેઓને શાસન દેવદીરો ઉપર એવી શ્રદ્ધા છે કે તેઓ મ્હને અવશ્ય ફલ આપશે, તેઓને તેઓનો શ્રદ્ધા સંકલ્પ જ્યારે ત્યારે આ ભવમાં અને પરભવમાં સંકલ્પાનુસારે ફળ આપે છે અને તેમ **નિરિયાવલીસૂત્ર**માં આપેલી એક સાધ્વીની કથાથી સિદ્ધ થાય છે. જે કુળે જૈનો છે અને જૈનદેવ ગુરૂ ધર્મનાં રાગી છે, તેઓ કંઈ એકદમ એકલા મોક્ષ સુખમાટે ત્યાગી બની જતા .નથી. તેઓને તો ગૃહસ્થાવાસમાં બાહ્ય વસ્તુઓ મેળવવાની ઇચ્છા છે, તેથી તેઓ દેવતાઓની સેવા ભક્તિદ્વારા ઇચ્છિત વસ્તુઓ

મેળવવા પ્રયત્ન કરે છે અને તે આશાએ પ્રયત્ન કરતાં અને જૈનતત્ત્વજ્ઞાન કરતા છેવટે આત્મામાં સુખ માનીને શાસનદેવોને અને તીર્થંકરોને પછીથી પૌદ્ગલિક સુખ માટે પ્રાર્થના કરતા નથી અને પછીથી બાહ્ય સુખાર્થે તીર્થંકરોને માનવાના કરતાં આત્મસુખાર્થે તીર્થંકરોને માને છે, પૂજે છે અને શાસનદેવોને પણ આત્મસુખાર્થે મદદકારી માને છે. એવી દશા કંઈ એકદમ પ્રાપ્ત થતી નથી. જડ સુખમાંથી આત્મ સુખમાં આવતાં ઘણો કાલ વહી જાય છે. ગૃહસ્થ જૈનો કેટલાક કુલાચારથી છે તેઓને દેવગુરૂ ધર્મની સામગ્રી નજીક હોય છે અને તેઓ ઓઘે જૈન ધર્મશ્રદ્ધાળુ હોય છે, તેઓ ખરેખરીરીતે મિથ્યાત્વીઓ કરતાં અનંત ગુણા ઉત્તમ છે અને તેઓ અનુક્રમે જૈનદશામાં હળવે હળવે આગળ વધે છે, તેઓને તેઓની વિચારપ્રવૃત્તિમાંથી ભ્રાંત કરી અનુત્સાહી અવિશ્વાસી બનાવવાથી તેઓ કંઇ આગળની દશાને પ્રાપ્ત કરી શકતા નથી અને વર્તમાનદશામાં સંશયી થાય છે અને ઉલટા પતિત પણ થાય છે, જેઓ જૈન શાસ્ત્રોની આવી શૈલીમાં શંકા કરે છે તેવા સંશયાત્માઓ નષ્ટ થઈ જાય છે.

લૌકિકદૃષ્ટિ કહેવાતા મહાત્મા ગાંધી જેવાને પણ દુનિયાના સ્વરાજ્યને પ્રાપ્તકરવાની ઇચ્છા રહી છે, ગાંધીજી કંઈ પૌદ્ગલિક સ્વરાજ્યની વાસનાથી રહિત થયા નથી, કારણકે તેઓ નિવૃત્તિમાર્ગને પસંદ કરતા નથી, તો ગૃહસ્થ જૈનો કે જેઓ ચોથા અને પાંચમા ગુણસ્થાનકમાં છે અને જેઓને મુક્તિ સુખની ઇચ્છાની સાથે હજી સાંસારિક જડસુખો ભોગવવાની ઇચ્છા છે, તેઓ લક્ષ્મી સ્ત્રી–પુત્ર સ્વરાજ્ય વગેરેની ઇચ્છા કરે અને તેઓની પ્રાપ્તિ માટે શાસનદેવોની પણ આરાધના કરે તેમાં કંઇ જૈનશાસ્ત્રોથી તે વિરૂદ્ધ વર્તતા નથી. તેઓની નિંદા કરવી અને તેઓ પુત્રાદિક માટે તીર્થોમાં આંટા ફેરા મારે છે ઇત્યાદિ કહેવું તે જૈન-

શાસ્ત્રોનું પોતાને જ્ઞાન નથી એમ જણાવે છે અને જૈનોને જૈનતીર્થોમાં જતા અટકાવે છે એમ સમજવું, કોઇ પણ તીર્થ, વા કોઇ પણ સંસ્થા થઈ એટલે તેમાં ભૂલ હોય વા ન હોય પણ તેની ટીકા નિંદા કરવી હોય તો કરી શકાય છે, તેથી કંઈ શ્રદ્ધાળુ ભકતોને ખરાબ અસર થતી નથી. ગૃહસ્થ જૈનો સ્વાધિકારે ધર્મ પાળી શકે છે. તીર્થસ્થળોની યાત્રાએ જનારા જૈનોએ સત્ય બોલવું, યથાશક્તિ સ્વાધિકારે દયા પાળવી, ચોરી કરવી નહીં, પરસ્ત્રી ત્યાગ અને સ્વદારા સંતોષરૂપ બ્રહ્મચર્ય પાળવું, જૈનો વ્રતોને ધારણ કરે છે અને પ્રભુની યાત્રા કરીને તેવા ગુણો પ્રાપ્ત કરવાનો અભ્યાસ કરે છે અને ત્યાં સાધુઓ પણ તેઓને સદ્ગુણોનો ઉપદેશ આપે છે તેથી જૈનોમાં દુર્ગુણ દુરાચાર રહેતો નથી અને હોય છે તો તેઓ અભ્યાસ કરીને દુર્ગુણ દુરાચારોનો નાશ કરે છે. જૈનો તીર્થયાત્રાએ જાય છે અને પ્રભુના જેવા પોતાનામાં રહેલા સદ્ગુણોનો પ્રકાશ કરવા ઇચ્છે છે અને એવું તેઓને જૈન ગુરૂઓ તરફથી જ્ઞાન મળે છે. તેથી જૈનો પુત્રાદિકની લાલસાએ ભોંયણી, પાનસર, વગેરેની યાત્રાર્થે જતા નથી પણ પ્રભુની સેવાભક્તિ માટે જાય છે એવા સમજુ જૈનોનું ખાસ લક્ષ્યબિંદુ કે જે સમ્યગ્દૃષ્ટિરૂપ સમકિતથી પ્રગટેલું હોય છે, તેવા જૈનોની અને પાનસર, ભોંયણી, સંખેશ્વર વગેરે તીર્થોની નિન્દા કરનારા—આશાતના કરનારા નાસ્તિકોની સંગતિ કરવી નહીં. પૌદ્ગલિક પુત્ર સ્ત્રી ધન વગેરેની આશાએ જનારા જૈનો પણ પ્રભુ તીર્થંકર વગેરેની સેવા ભક્તિમાં જોડાઇને પુણ્ય બાંધે છે અને આ ભવમાં પણ તેમને પુણ્ય ફળે છે એમ પણ બને છે અને છેવટે તેઓ પૌદ્ગલિક સુખની આશારહિત ફક્ત મુક્તિ સુખની ઇચ્છાએ પ્રભુના સેવકો તરીકે તેવા જૈનો બને છે; માટે ગમે તેવી મિથ્યાત્વદશામાં પણ તીર્થસ્થલમાં તથા શાસનદેવો પાસે જવામાં છેવટેઆગળ ચઢવાનું થાય છે, કારણકે ત્યાંથીજ આગળનો પ્રકાશ

મળે છે. શ્રીસર્વજ્ઞે પ્રથમ મિથ્યાત્વગુણસ્થાનક કહ્યું છે. મિથ્યાત્વ છે તેમાંથીજ સમકિતમાં જવાનો માર્ગ ખુલ્લો થાય છે તેથી મિથ્યાત્વદશામાં પણ મિથ્યાત્વ ગુણસ્થાન ગણાય છે, તેવી રીતે તીર્થ સ્થળોમાં સ્ત્રી પુત્રાદિકની ઇચ્છાએ જનારાઓ તથા શાસન દેવદેવીઓની બાધા માનનારા જૈનો પણ ત્યાંથીજ આગળનું ઉચ્ચ શિક્ષણ વર્તન પાળવાના અનુભવોને પ્રાપ્ત કરે છે. માટે **ઘંટાકર્ણ વીરાદિની** નિંદા કરનારાઓએ સત્યજ્ઞાન તથા લોકોની ધર્મ પાળવાની પદ્ધતિનો ખાસ અનુભવ કરવો જોઇએ કે જેથી તેઓ જૈનશાસ્ત્રોથી વિરૂદ્ધ પ્રરૂપણા કરી પાપના ભાગી ન બને. માણસા વિ. સં. ૧૯૮૦ ના **મહાવીર જયંતી પ્રસંગે** ઉજવાયેલી વીર જયંતીના નામે **જ્ઞાત પુત્ર મહાવીર નામના ચોપાનીયામાં** બાધાસંબંધી લખ્યું છે તે સંબંધી જાણવાનું કે ઘંટાકર્ણવીરની બાધા નામના નિયમોની હારમાળા લીંબોદરાના શા. તલકચંદે છપાવી બહાર પાડી છે તે કંઇ અમારા તરફથી જણાવવામાં આવી નથી, તેથી તે સંબંધી અમો જવાબદાર નથી. ઘંટાકર્ણ મહાવીર યક્ષ સંબંધી પૂર્વે લખાઇ ગયું છે તેથી હવે તે સંબંધી વિશેષ લખવાનું રહ્યું નથી. હાલના કેટલાક સુધારક જૈનો, કે જેઓ રાજકીય પ્રવૃત્તિવાળા ધર્મશ્રદ્ધાચારથી કુતર્કી નાસ્તિકસંશયી બનેલાઓ છે તેઓનો વિશ્વાસ કરશો તો ઠગાશો. કેટલાક તો રૂશિયાના બોલ્શેવિકોના જેવા વિચારો ધરાવે છે અને હિંદના દરેક ધર્મના ધર્મગુરૂઓનો અને ધર્મના રીવાજોનો નાશ કરવા ઇચ્છે છે. સાધુઓની—ત્યાગીઓની સંસ્થાનો નાશ કરવા હાલમાં દેશસમાજ સુધારક દળો પૈકી ઘણા નાસ્તિક દળોની પ્રવૃત્તિ થઇ છે, તેઓ ત્યાગીઓની નિવૃત્તિને ધિક્કારે છે, તે પૈકી કેટલાક આંગ્લભાષાદિ કેળવણી પામેલાઓ છે અને તેઓ જૈનશાસ્ત્રોમાં ઘણો કલ્પિત ભાગ વધી ગયો છે, એમ માને છે, તેમાંથી કેટલાક તો જૈનશાસ્ત્રોમાંનાં સ્વર્ગ અને નરક તો પુરાણોની પેઠે પૂર્વાચાર્યે ઉભાં કરેલાં છે એમ માને છે. કેટલાક સુધરેલ નાસ્તિક જૈનો તો ત્યા-

ગીઓની નિંદા કરીને તેઓને હલકા પાડી ભોળા અજ્ઞાન જૈનોને સાધુઓ તરફ અરૂચિવાળા બનાવે છે અને જૈનસાધુગુરૂદ્રોહી બનીને પોતાના વિચારોનું ખંડન કરનારા સાધુ સૂરિયોની છાપાઓમાં જૂઠી નિંદા છપાવે છે અને જૈનશાસ્ત્રોથી અજ્ઞાન એવા કેટલાક ભોળા સંશયી જૈનોને પોતાના પક્ષમાં ખેંચી લે છે અને તેઓ પણ પોતાના પગ પર કુહાડો મારે છે, તે ઉભયતોભ્રષ્ટ થાય છે.

પ્રશ્ન—જૈન સંઘમાં ગાંધીજીનું સ્થાન છે કે નહીં ? કેટલાક નામધારી જૈન તેને તારણહાર માને છે, અને કહે છે કે જૈન સાધુઓમાં તેની બરોબરી કોઈ કરનાર નથી, તે સંબંધી તમારો શો અભિપ્રાય છે ? ગાંધીજીના ચારિત્ર જેવું જૈનોના કોઈ સાધુનું પણ ચારિત્ર નથી એમ તેઓ કહે છે, તે સંબંધી શો ખુલાસો છે ?

ઉત્તર—જૈનાગમ શાસ્ત્રોના આધારે દેશનેતા ગાંધીજી વૈષ્ણવધર્મી હોવાથી તેમનો જૈન સાધુ વર્ગમાં અને શ્રાવકગૃહસ્થમાં પણ સમાવેશ થતો નથી. જૈન ગીતાર્થસૂરિ વિગેરે પાસે જો તેઓ જૈનધર્મનું સમકિત વ્રત ઉચ્ચરે તો તે જૈન થઇ શકે, તે વિના તે જૈન કહેવાય નહીં. જૈનધર્મદૃષ્ટિએ તે જૈનોના આદર્શ પુરૂષ નથી અને અન્યધર્મીઓ, નાસ્તિક અગર કોઈ જૈન, તેમને ગમે તેવા માને તેમાં અમારે કંઈ સંબંધ નથી. ગાંધીજી, અમારા જૈન સાધુઓનું તો શું ? પણ વ્રતધારી શ્રાવકની પણ બરોબરી કરી શકે નહીં અને જૈનધર્મની શ્રદ્ધાની અપેક્ષાએ અવિરતિશ્રાવકની પણ બરોબરી કરી શકે નહીં, ગાંધીજી જગત્‌ના કર્તા તરીકે ઇશ્વરને માને છે અને જૈનો જગત્ અનાદિકાલથી છે એમ જૈનશાસ્ત્રોના આધારે માને છે; તેથી દેવગુરૂ ધર્મ પરત્વે જૈનોની અને ગાંધીની શ્રદ્ધા ભિન્ન ભિન્ન હોવાથી જૈનો, ગાંધીજીને જૈન માનતા નથી અને ગાંધીજી પોતાને જૈન તરીકે માનતા પણ નથી તે પોતાને તારણહાર મહાત્મા તરીકે માનતા નથી.

અમેરિકાનો કોઇ પાદરી અગર કોઈ હિંદુ, ગાંધીને તારણહાર, વિષ્ણુ વગેરે માને તેથી જૈનો તેમને તારણહાર માની શકતા નથી. જૈનો તો ચોવીશ તીર્થંકરોને ત્રિભુવનના અર્થાત્ સર્વ જગત્‌ના તારણહાર માને છે અને અપેક્ષાએ ત્યાગી સાધુ સૂરિને તારણહાર માને છે અને તીર્થંકર સૂરિની આજ્ઞાને પ્રમાણભૂત માને છે, પોતાના ત્યાગી ગુરૂ અને વ્રતધારી શ્રાવકોના જેવું પણ ગાંધીજીનું ચારિત્ર માનતા નથી એમ જૈનશાસ્ત્રોથી સિદ્ધ થાય છે. ગાંધીજી પોતે પણ જણાવે છે કે " હું મહાત્મા–ત્યાગી–પ્રભુ તારણહાર નથી, ફક્ત કેટલાક મારા અન્ધરાગીઓ મ્હને તેવો માનીને મારી માન્યતા વિરૂદ્ધ પ્રવૃત્તિ કરે છે." ગાંધીજી અહિંસાવાદી છે પણ જૈનધર્મની અહિંસા અને ગાંધીજીની માન્યતાની અહિંસામાં જૈનશાસ્ત્રોના આધારે મોટો ભેદ છે. ગાંધીજીએ માંસ ખાવામાં તથા પશુઓની કતલ કરવામાં મહાપાપ છે એમ ખાસ મુસલ્માનોને જાહેરમાં જણાવ્યું નથી અને તેઓ જો માંસ ખાવાના નિષેધ માટે હજી વિચારથી પ્રવૃત્તિ કરશે તો અમારી માન્યતામાં પરિવર્તન થશે. તેઓ માંસ ખાતા નથી એ તો સત્ય છે પણ ખાદીના પ્રચારની પેઠે તેમણે માંસ નિષેધની પ્રવૃત્તિ ઉપાડી લીધી નથી. તેમજ રાજકીય સ્વરાજ્ય પ્રાપ્તિમાં અમુક હદસુધી અહિંસાને સાધનભૂત માની છે પણ સર્વદા સર્વથા કદિ કોઇએ યુદ્ધહિંસા ન કરવી એવો પોતાનો સ્પષ્ટ સિદ્ધાંત જણાવ્યો નથી, માંસનિષેધની પ્રવૃત્તિતે કેમ ખાદી ચરખાની પ્રવૃત્તિ પેઠે ઉપાડી લેતા નથી? ઇત્યાદિ કારણો સ્પષ્ટ છે, કારણ કે તેથી માંસાહારી કોમોના પ્રતિપક્ષી થઈ પડે અને તેથી મુસલ્માનો વગેરે તેમને માને નહીં ઇત્યાદિ અનુમાન ઉપર પ્રેક્ષકો આવે છે. અમારા જૈનધર્મી સાધુઓ અને કેટલાક શ્રાવકો કે જેઓએ જૈનાગમશાસ્ત્રોનો પૂર્ણ અભ્યાસ કર્યો નથી, તેઓ ગાંધીજીને જૈનત્યાગી વર્ગ તથા

શ્રાવક વર્ગથી ઉચ્ચ આદર્શભૂત માને છે તે તો સામાન્ય અજ્ઞ હોવાથી તેઓની વાત સત્ય મનાતી નથી. ગાંધીજી વગેરે વૈષ્ણવો અમને—જૈનોને તેમના જેવા ન ગણે અને અમને નાસ્તિક કહે તેથી અમને હરકત નથી ફક્ત દરેક ધર્મવાળાઓ પરસ્પર એક બીજાની સાથે મૈત્રી સુલેહસંપથી વર્તે અને દેશનાયકને અજ્ઞાનતાથી ધર્મનાયક ન માની લે અને સ્વધર્મી કોમમાં ભિન્ન ધર્મીની માન્યતાવાળા સાથે ઝઘડા ન કરાવે તો સારૂં કે જેથી હિંદનું ભાવી સુધરે. ગાંધીજી વૈષ્ણવ છે છતાં તે કોઇને ધર્મની બાબતમાં પોતાના ધર્મગુરૂ તરીકે માનતા નથી તેથી તેમના અન્ધરાગી બનેલા અનુયાયીઓ કે જે જૈનધર્મી વગેરે ધર્મીઓ છે તથા રાષ્ટ્રશાળાના વિદ્યાર્થીઓ છે તેઓના પર ગાંધીજીના નગુરાપણાની અસર થાય છે અને તેથી તેઓ ધર્મગુરૂઓના દુશ્મન નાસ્તિક બને છે અને તેઓ ધર્મનું પ્રાચીન સ્વરાજ્ય ખુએ છે અને બાહ્યના સ્વદેશરાજ્યને પણ પ્રાપ્ત કરી શકવાના નથી. સ્વરાજ્યની હીલચાલ કરનારાઓમાં અનેક પક્ષ પડી ગયા છે. ગાંધીજીનો નાફેરપક્ષ, દાસબાબુનો સ્વરાજ્યપક્ષ, મોડરેટોનો પક્ષ, એનીબેસન્ટનો પક્ષ એમ અનેક પક્ષો પડી ગયા છે. રાજકીય બાબતમાં ગાંધીજી ધર્મની બાબત ઘુસાડીને હિંદુ મુસલ્માનનું ઐક્ય કરવા ધારે છે તે અયોગ્ય છે. તેથી તો બન્નેમાં કલેશ વધ્યો છે. અસર્વજ્ઞ ગાંધીજીએ પોતાની હિમાલય જેવડી ભૂલો પોતે કબૂલ કરી છે તેથી તે રાજકીય બાબતમાં પણ તે શિખાઉ વિદ્યાર્થી છે. રાજકીય હીલચાલોથી ધાર્મિક બાબતો જુદી રાખવી જોઇએ. તે બાબતમાં તિલકનું મંતવ્ય ઠીક હતું. જૈનો જો સ્વરાજ્યની ધૂનમાં અને સુધારાની ધૂનમાં જૈનશાસ્ત્રોને અને ગુરૂઓને ઉત્થાપી નાસ્તિક બનશે તો તેઓ ધર્મનું સત્ય સ્વરાજ્ય ખોઈ બેસવાના અને ધર્મને હારી જવાથી બાહ્યરાજ્યની સ્વતંત્રતાથી પણ ખરૂં સુખ અને શાંતિ પામશે નહીં.

પ્રશ્ન—**જ્ઞાતપુત્ર મહાવીરના ચોપાનીયામાં લખે છે કે** જેઓ ગાંધીજીની આજ્ઞા માનતા નથી તે જૈનો, શ્રીમહાવીર પ્રભુની આજ્ઞાનો ભંગ તિરસ્કાર કરે છે. ગાંધીને તારણહાર તરીકે જે જૈનો માનતા **નથી** તેઓ ગાંધીજીને ઓળખતા નથી. ઇત્યાદિ સંબંધી જૈનશાસ્ત્રોના આધારે શો ખુલાસો છે?

ઉત્તર—જૈનાગમશાસ્ત્રોના આધારે અવલોકતાં જણાય છે કે ગાંધીજી તારણહાર નથી. જે અષ્ટાદશદોષરહિત કેવલજ્ઞાની હોય છે, વીતરાગ હોય છે અને લોકાલોક સર્વ વિશ્વના પદાર્થોને અને સર્વ મનુષ્યો વગેરેના મનને અને આત્માઓને હાથમાં રહેલા આમળાની પેઠે જાણે છે તે તીર્થંકર સર્વજ્ઞ તારણહાર છે. ગાંધીજીમાં એવું કેવલજ્ઞાન નથી. કેટલાક કેવલ આત્માના એકજ જ્ઞાનને કેવલજ્ઞાન તરીકે માને છે તે વેદાન્તી હિંદુઓનું કેવલજ્ઞાન છે, તેથી જૈનશાસ્ત્રોના આધારે ગાંધીજી કેવલજ્ઞાની ઠરતા નથી, મનઃપર્યવજ્ઞાની તથા અવધિજ્ઞાની પણ ઠરતા નથી. તેમજ જૈનાગમો શાસ્ત્રોની પૂર્ણ શ્રદ્ધાના અભાવે સમકિતી તથા શ્રુતજ્ઞાની પણ ઠરતા નથી, અને તે જૈનશાસ્ત્ર વ્યવહારદૃષ્ટિએ સાધુ તથા શ્રાવક પણ ઠરતા નથી. પ્રભુ મહાવીર-સ્વામીના વખતમાં પ્રભુ મહાવીરનો શ્રદ્ધાવાન્ **અંબડતાપસ** હતો તેદયા સત્યાદિ યમોને પાળતો હતો, તો પણ તેને પ્રભુએ શ્રમણસાધુ તરીકે માન્યો નહીં એમ જૈનશાસ્ત્રોમાં જણાવ્યું છે, તે પ્રમાણે વિચારી જોતાં ગાંધીજી તારણહારનો શું પણ જૈન વ્યવહારનયપ્રમાણે જૈન પણ ઠરે નહીં તો પછી તેમની આજ્ઞાને જૈનો ધર્મની બાબતમાં માની શકે નહીં તે કિંમાકુંજ છે, **પરમાત્મજ્યોતિનામનાગ્રન્થ**માં કેવલજ્ઞાનનો આત્મજ્ઞાનજ એવા અર્થ કરનારાઓનું સાતવિકલ્પોથી જૈનાગમોના આધારે ખંડન કર્યું છે. ગાંધીજીની રાજકીય પ્રવૃત્તિમાં ગૃહસ્થ જૈનોને યોગ્ય લાગે તો ભાગ લે. વા સ્વરાજ્યપક્ષ, મોડરેટ પક્ષાદિગમે તે પક્ષમાં ભાગ લે અને જૈનધર્મમાં

યું શ્રદ્ધાળુ રહે અને ગીતાર્થ ગુરૂની આજ્ઞા પ્રમાણે ધર્મમાં વર્તે એવા ગૃહસ્થ નોને એ દશા પ્રમાણે રાજકીય બાબતમાં ભાગ લેતાં અમારા જૈનશા‑ ાની તથા અમારી મનાઈ નથી પણ જૈનશાસ્ત્રથી વિરૂદ્ધ ગાંધીજીની તે ાંભળવા પ્રમાણે એવી ભાવના છે કે જૈન સાધુઓ–સન્યાસીઓ–બાવાઓ ફકીરો–ત્યાગીઓ જો રેંટીઓ કાંતે તો બહુ સારૂં. ગાંધીજીના વિચારો રૂશિયાના હાત્મા ટોલ્સ્ટોયના અનુકરણના અમુક ભાગ તરીકે છે. **મહાત્મા ટેલ્સ્ટોયે ાઇબલમાં લખેલું નરક છેજ નહીં** એવી પ્રરૂપણા કરી છે, કારણ કે પ્રભુ ાલુ પ્રેમીછે તે જીવોને દુઃખ આપવા નરક રચે નહીં.આ બાબતમાં ગાંધીજીની ાન્યતા તેવી છે કે કેમ ? તે તેમના ખુલાસાથી સમજી શકાય. ગાંધીજી આર્ય‑ માજીઓની સાથે ચર્ચાના મૂલમુદ્દાના સંબંધે જણાવે છે કે **કોઇપણ ર્મમાં મનુષ્ય સર્વજ્ઞ થયો નથી, મનુષ્યધર્મ જણાવે છે તેથી સત્ય અને અસત્ય બન્નેથી મિશ્રશાસ્ત્ર હોયછે તેથી કોઈધર્મમાં પરિપૂર્ણ ત્ય કહેવાયું નથી.** આવાજ ભાવાર્થને તે જણાવે છે, પણ જૈનશાસ્ત્રો તો મેમ જણાવે છે કે મનુષ્ય, પરમાત્મા સર્વજ્ઞ બને છે. ચોવીશ તીર્થંકરો સર્વજ્ઞ વો થયા, અને તેઓએ સંપૂર્ણ સત્ય પ્રકાશ્યું છે. તેથી સર્વજ્ઞ મહાવીર ગેરે તીર્થંકરોની માન્યતાથી ગાંધીજીની માન્યતા વિપરીત અસત્ય હોવાથી ાંધીજી જૈન ઠરતા નથી પણ મિથ્યાત્વી ઠરે છે અને ધર્મની બાબતમાં થા જૈનશાસ્ત્ર વિરૂદ્ધ એવી તેમની માન્યતાઓને સત્ય સ્વીકારી લેનાર અન્ધદૃષ્ટિ રાગીઓનું કહેવું, અસત્ય માનવું અને ગાંધીજીની જૈનધર્મ વિરૂદ્ધ આજ્ઞાઓને માનવામાં જૈનોને મહામિથ્યાત્વ લાગે છે, અને પ્રભુ મહાવી‑ રદેવની આજ્ઞાના વિરાધકપણાનો દોષ લાગે છે.ઇત્યાદિ ગીતાર્થ ગુરૂગમથી સમજી લેવું.

પ્રશ્ન—**જ્ઞાતપુત્ર મહાવીર નામના ચોપાનિયામાં** પ્રભુને ઘરેણાં આભૂષણો ચઢાવવા સંબંધીમાં ટીકા ચર્ચા કરી છે તે સંબંધી શો ખુલાસો આપો છો ?

ઉત્તર—તે સંબંધીમાં જણાવવાનું કે જૈનશાસ્ત્રો, જ્ઞાનયોગ, ક્રિયાયોગ, ભક્તિ, ઉપાસના, વૈરાગ્ય, ત્યાગ વગેરે અસંખ્ય યોગથી મુક્તિ માને છે. ભક્તિની દૃષ્ટિએ વીતરાગ દેવની મૂર્તિને ઘરેણાં આભૂષણ ચડાવવામાં આવે છે અને શ્રાવકો, ભક્તિરાગની દશાએ સાધુઓની છબીઓ લેઇ પૂજે છે. તેમજ પ્રવેશ મહોત્સવો કરે છે. ત્યાગી એવા સાધુને ફોટા વગેરે પડાવવામાંત્યાગની ખામી જણાતી નથી, આંખના દોષે ચશ્માં વગેરે પહેરીને ફોટો પડાવી શકાય છે, તો તેમાં શ્રાવકોની ભક્તિ જેમ હેતુ છે તેમ ગૃહસ્થ જૈનો, પ્રભુની રાજ્યાવસ્થાને આભૂપણ અને ઘરેણાં પહેરાવીને ભાવીને એવો વિચાર કરે છે કે, પ્રભુએ આવી બાહ્યની શોભા ઠકુરાઇ ત્યાગીને મોહરહિત થયા અને અમો ક્યારે તેમના જેવા ત્યાગી થઇશું, પ્રભુ મહાવીરાદિદેવની પેઠે અમો પણ ક્યારે ઘરેણાં આભૂષણો ત્યાગીને ત્યાગી થઇશું. એવી ભાવના ભાવવાથી છેવટે તેઓનામાં ત્યાગ દશા પ્રગટે છે, એવા મૂળ ઉદ્દેશથી પ્રભુની આંગી વગેરે કરવામાં આવે છે. આ બાબતમાં શ્રી અજિતસાગરસૂરિએ અમને વૈશાખસુદિ સાતમ આઠમે માણસાના ઉપાશ્રયમાં ખુલાસો પુચ્છયો હતો અને તેમને પ્રેમશ્રદ્ધાભક્તિ દૃષ્ટિએ ખુલાસાવાર ઉત્તર આપ્યો હતો તેથી ભક્તિની દૃષ્ટિએ શ્રીયુત અજીતસાગરસૂરિએ સાધુઓ સમક્ષ અન્યોને આ રીતિએ સારી રીતે સમજાવી શકાય એવી રીતનું સમાધાન વચન થયાનું જણાવ્યું હતું, તલાવમાં વા નદીમાં પાણીની સાથે સેવાળ હોય છે, તેમ ભક્તોપેકી કોઇની એવી દશા દેખીને કોઈ એવું સર્વત્ર માને તો તેની ભૂલ છે. હાલમાં તો સાધુઓ અને સાધ્વીઓ સારી રીતે ચારિત્ર પાળે છે, દેરાસરોમાં અને ઉપાશ્રયોમાં જૈનો, પકકો બંદોબસ્ત રાખે છે. બજારમાં અંગારીઓ તો હોયજ તેમ સર્વ સમાજસંસ્થાઓમાં કોઈ જીવ ખરાબ પાકે તેથી સર્વે સાધુઓ ખરાબ ગણાય નહીં, ગાંધીજીએ અસહકાર સંઘ ઉભો

કર્યો છે, તેમાં અહિંસા પાળવાની હોય છે તેવી પ્રતિજ્ઞા લેવી પડે છે છતાં **ચૌરીચુશની** હિંસા વગેરે તથા અન્ય ઘોટાળાઓ પણ થએલા છે. જ્યાં મનુષ્યોનું ટોળું ભેગું થયું કે ગામ ત્યાં ઢેડવાડા જેવું કંઇને કંઇ હોય છેજ, તેથી ચર્ચા કરનારાઓએ જાણવું કે તેમાં પોતાની સમજ ફેર થાય છે અને તેથી વિનાકારણે જૈનસમાજને જૂઠી રીતે હલકી પડાવવામાં આવે છે. જૈનોનાં દેરાસરો અને ઉપાશ્રયો પવિત્ર-સ્થાનો છે છતાં કોઇ ખાસ નામ સાક્ષીપૂર્વક કંઇ કોઇને દોષ બતાવે તો તેથી સર્વ ત્યાગીઓને શું ? શ્રી શ્રેણિક રાજાની જૈનધર્મ ઉપરપૂર્ણ શ્રદ્ધા હતી, તેની આગળ દેવે સાધુનું પોગળ જણાવનારૂં રૂપ લીધું અને સાધ્વીનું ખરાબ રૂપ લીધું તો પણ શ્રેણિક રાજાએ જણાવ્યું કે તમારા કર્મના ઉદયથી તમારી એવી દશા થઈ છે તેથી અન્યસાધુઓ અને સાધ્વીઓ કંઈ તમારા જેવાં નથી, તેથી સાધુ વર્ગ ઉપરથી મારી શ્રદ્ધા ઉડી શકેજ નહીં. શ્રેણિક રાજાની આવી અખંડપૂર્ણ શ્રદ્ધાથી દેવ પ્રસન્ન થયો અને શ્રેણિક રાજાને હાર વગેરે આપ્યું. આત્માર્થી જીવો તો દુર્ગુણ દુરાચારનું સ્વરૂપ જણાવે છે પણ કોઇ દુર્ગુણ દુરાચારીનું નામ દેઇ નિન્દા કરતા નથી, એમ પ્રભુ મહાવીરનાં શાસ્ત્રો જણાવે છે. જે આપ સુધરે છે તે મૌન રહે છે તો પણ દુનિયાને અસર થાય છે, જે નામ દેઇને નિંદા કરે છે તે ચોથો પાપી ચંડાલ છે માટે આત્માર્થી જૈનો તો જૈનશાસ્ત્રોના આધારે આત્મકલ્યાણ કરે છે.

પ્રશ્ન—કેટલાકની એવી માન્યતા છે કે મનુષ્ય સર્વજ્ઞ બની શકતો નથી, બહુ તો બહુ બહુ સર્વજ્ઞ બની શકે છે. તથા કેટલાક માને છે કે પ્રભુ મહાવીરે બ્રાહ્મણોની સાથે બળવો કર્યો તેનો શો ખુલાસો છે ?

ઉત્તર—જૈનશાસ્ત્રોની માન્યતા છે કે મનુષ્ય, રાગદ્વેષાદિક કર્મનો ક્ષય કરીને સર્વજ્ઞ વીતરાગ થઇ શકે છે. જૈમીનીઆદિ મીમાંસકો મનુષ્ય

સર્વજ્ઞ થતો નથી અને કોઈ જગત્‌કર્તા ઇશ્વર નથી અને તે સર્વજ્ઞ નથી એમ માને છે. જૈનો તેવી માન્યતાને સ્વીકારતા નથી. પ્રભુ મહાવીરદેવે સર્વજ્ઞ અરિહંત થઇને સમવસરણમાં બેસીને જે મનુષ્યો વગેરે સાંભળવા આવ્યા તેઓને ઉપદેશ દીધો અને તેઓએ જૈનધર્મ અંગીકાર કર્યો. શ્રીમહાવીર પ્રભુના પહેલાં પણ પાર્શ્વનાથના સમયમાં ચારે વર્ણના મનુષ્યો જૈનધર્મ પાળતા હતા અને કેટલાક અન્યધર્મોને પાળતા હતા. તેમાં જેઓને જે રૂચે તે ધર્મ પાળે, પ્રભુ મહાવીરદેવે જૈનધર્મનો ઉપદેશ આપ્યો હતો, તેનને હાલમાં રાજ્યો વગેરેમાં પ્રજાઓ શસ્ત્રાસ્ત્રથી બળવો કરે છે તેની ઉપમા આપી શકાયજ નહીં, કેટલાક શંકિત બનેલા જૈનો, પ્રભુ મહાવીર અને શ્રી પાર્શ્વનાથની પહેલાંના તીર્થંકરોને કલ્પિત ઉભા કરેલા માને છે પણ એવી માન્યતાવાળાઓને જૈનધર્મના ઇતિહાસપર શ્રદ્ધા ન હોવાથી પોતે ભ્રષ્ટ થાય છે અને અન્યોને નાસ્તિક કરી ભોળા જૈનોની ત્રિશંકુ જેવી અવસ્થા કરે છે. જ્યાં સુધી જેઓ જૈનશાસ્ત્રોના પૂરા પારગામી થયા નથી ત્યાં સુધી તેઓએ જે જે શંકાઓ પડે તેનો ખુલાસો મેળવવા જૈનશાસ્ત્રો વગેરેનો પૂર્ણ અભ્યાસ કરવો, અને ગીતાર્થ ગુરૂઓને પુચ્છવું અનંતકાલનો ઇતિહાસ એકદમ અવધિઆદિ જ્ઞાન થયા વિના જાણી શકાય નહીં, માટે પ્રથમશાસ્ત્રોનો અભ્યાસ સારી રીતે કરવો કે જેથી કાલાંતરે કેટલાક ખુલાસા સહેજે આપોઆપ થઇ જાય છે.

પ્રશ્ન—કેટલાક કહે છે કે શત્રુંજય-સિદ્ધાચલ તીર્થ છે તે પાછળથી થયું છે અને શ્રી કલિકાલ સર્વજ્ઞ હેમચંદ્રાચાર્ય પણ પોતાના લખેલ ગ્રન્થમાં સિદ્ધાચલપર તીર્થંકરો આવ્યા હતા એવું જણાવતા નથી, તે સંબંધી શો ખુલાસો છે ? હાલનો શત્રુંજય મહાત્મ્ય ગ્રન્થ છે તે પ્રાયઃ કલ્પિત છે એમ કોઇએ પુરાતત્ત્વ માસિકમાં જણાવ્યું છે. તેનું કેમ ?

ઉત્તર—શ્રી હેમચંદ્રાચાર્યે સ્વરચિતત્રિષષ્ઠીશલાકા પુરૂષચરિત્ર ગ્રન્થમાં

શ્રી ઋષભદેવ પ્રભુ શ્રી સિદ્ધાચલ પર્વતપર પધાર્યા તથા ત્યાં પુંડરીક ગણુ-ધર પધાર્યા તથા પુંડરગિરિ નામની સ્થાપના વગેરેનું વર્ણન કર્યું છે. શ્રી હેમચંદ્રાચાર્યની પૂર્વે પણ શત્રુંજય ડુંગર તીર્થ તરીકે મનાતો હતો, ભરતરાજાએ સિદ્ધાચલનો સંઘ કહાડયો હતો. વિક્રમરાજાએ શ્રી સિદ્ધસેન-સૂરિના ઉપદેશથી સિદ્ધાચલનો સંઘ કહાડ્યો હતો. મૂળસૂત્ર વિપાકમાં પણ **जावसत्तुंजये सिद्धे** ઇત્યાદિ પાઠ છે. દિગંબરો પણ પ્રાચીન પુરાણોના આધારે સિદ્ધાચલને તીર્થ માને છે. જાવડશાહે શત્રુંજયનો ઉદ્ધાર કર્યો હતો એમ પ્રાચીનપુસ્તકોથી સિદ્ધ થાય છે. હેમચંદ્રાચાર્યની પૂર્વેનાં સિદ્ધાચલપર દેરાસરો હતાં, તેની કુમારપાલે અને શ્રી હેમચંદ્રાચાર્યે સ્તવના યાત્રા કરી છે, તેથી સિદ્ધાચલ પ્રાચીન તીર્થ છે એમ સિદ્ધ થાય છે અને શ્રી હેમચંદ્રાચાર્યની પૂર્વે શત્રુંજય કલ્પ વગેરે પ્રાચીન ગ્રન્થો હતા એમ સિદ્ધ થાય છે. જ્ઞાતા સૂત્ર તથા અંતગડ દશાંગસૂત્રમાં **जाव सेत्तुंजये सिद्धा** ઇત્યાદિ સિદ્ધાચલ તીર્થનાં પ્રમાણો છે. કેટલાક કહે છે કે **શત્રુંજય માહાત્મ્યગ્રન્થ, આધુનિક ચઉદમા પન્નરમા સૈકા પછીનો છે.** તેમાં કેટલાક પાશ્ચાત્ય વિદ્વાનોનું અનુકરણ કરનારા કહે છે કે પન્નરમા સોળમા સૈકાના એક પુસ્તકોના સૂચિપત્રમાં **શત્રુંજયમાહાત્મ્ય** ગ્રન્થની નોંધ નથી. અમો તત્સંબન્ધી જણાવીએ છીએ કે તેમની એ નોંધમાં તો જૈનધર્મગ્રન્થો પૈકી ઘણા ગ્રન્થો જોવામાં આવતા નથી, તથા એક ભંડારની નોંધમાં જૈનધર્મનાં સર્વ પુસ્તકો હોય છે એવો નિશ્ચય છેજ નહીં, કલમ ખડીઆનાં નામો કેટલીક વખત કેટલાક કોપકારો તે પોતાની પાસે છતાં ભૂલી ગયા છે, તો તેવા ગ્રન્થભંડારની સૂચિપત્ર કરતાં પાસે વાંચવા પુસ્તક બહાર હોવાથી કદાપિ ગ્રન્થભંડારની યાદીમાં ન દાખલ કર્યું હોય એમ કેમ ન બને! પન્નરમી ચૌદમી સદીના સર્વ જૈનગ્રન્થભંડારોની યાદીઓ જો મળી આવે અને સર્વજૈનશાસ્ત્ર ભંડારોમાંથી તેનું નામ પછી જો ન આવે તો ત્યારે તે

પુસ્તક પાછળથી બન્યું એમ કહેવાય, તે વિના એક ગ્રન્થભંડારના અનુમાનથી શત્રુંજય માહાત્મ્ય ગ્રન્થને આધુનિક કલ્પી દેવો તે તો **કપિલા ગૌ:** જેવું અવ્યાપ્તિ દૂષિત અનુમાન હોવાથી તે અસત્ય ઠરે છે.

પ્રશ્ન--પ્રભુ મહાવીરદેવ અને ત્રેવીશમા તીર્થંકર પાર્શ્વનાથ, એ બે તીર્થંકરોને પાશ્ચાત્ય વિદ્વાનો કબૂલ કરે છે. બીજા બાવીસ તીર્થંકરને સુધારક પાશ્ચાત્ય વિદ્વાનો માનતા નથી તેનું કેમ ?

ઉત્તર—જૈનશાસ્ત્રોથી જૈન ચોવીશ તીર્થંકરો સિદ્ધ થાય છે તેમાં અન્ય ધર્મીઓના શાસ્ત્રોના પ્રમાણની તથા તેઓની મિથ્યાકલ્પનાની જરૂર રહેતી નથી. વેદશાસ્ત્રોથી બાઇબલ કુરાનના પયગંબરોની સિદ્ધિ થતી નથી, અને કુરાન, બાઇબિલથી, વેદોની તથા જૈનશાસ્ત્રોની સિદ્ધિ થતી નથી. બૌદ્ધશાસ્ત્રો, વેદ પુરાણશાસ્ત્ર, અને જૈનશાસ્ત્રો જુદાં જુદાં છે માટે ચોવીશ તીર્થંકરોની સિદ્ધિ માટે અન્યધર્મીના શાસ્ત્રોની કલ્પના ઉપર ન રહેતાં જૈનશાસ્ત્રોથી ચોવીશ તીર્થંકરો થયા છે એમ માનવું જોઇએ.

પ્રશ્ન—કેટલાક કહે છે કે આજથી અઢી હજાર વર્ષ ઉપર પ્રભુ મહાવીરદેવે જે અહિંસાદિક સત્યો કહ્યાં છે, તેજ સત્યોને મહાત્મા ગાંધી બીજા રૂપાંતરથી કહે છે. તે બરાબર છે કે કેમ ?

ઉત્તર—સર્વજ્ઞ પરમાત્મા મહાવીરે જે સત્યો કહ્યાં છે તે હાલ જૈનશાસ્ત્રોમાં હાલ વિદ્યમાન છે, તેમાં છે, પ્રભુ મહાવીરદેવની પેઠે ગાંધી કેવલજ્ઞાની નથી, પ્રભુ મહાવીર દેવનાં સત્યો અને ગાંધીજીના સત્યોની વચ્ચે આકાશ પાતાલ જેટલો ફેર છે, પ્રભુ મહાવીર દેવે પ્રકાશ્યું છે કે જગત્નો કર્તા ઇશ્વર નથી અને ગાંધીજી કહે છે કે હું વૈષ્ણવ છું અને જગત્‌ના કર્તા તરીકે ઇશ્વરને માનું છું, પ્રભુ મહાવીર દેવ તો સર્વજ્ઞ હતા અને કેવલજ્ઞાનથી બોધ આપતા હતા, ગાંધીજી તો કેવલજ્ઞાની નથી તેથી તેમણે વારંવાર નવજીવન વગેરે પત્રોમાં પોતાની હિમાલય જેવડી ભૂલો કબૂલ

કરી છે તેથી અઢી હજાર વર્ષ ઉપર થનાર સર્વજ્ઞ વીતરાગ મહાવીર દેવની પેઠે ગાંધીજીમાં સત્યો પ્રકાશવાની શક્તિ નથી, કારણ કે ગાંધીજી રાગદ્વેષ દોષરહિત થયા નથી. પ્રભુ મહાવીરદેવે સર્વ સાવદ્યયોગનો ત્યાગ કર્યો હતો અને બારવર્ષસુધી ધ્યાન ધરી કેવળજ્ઞાની થયા હતા. ગાંધીજી તો ત્યાગ માર્ગ કરતાં વિદેહી જનક જેવો ગૃહસ્થાશ્રમ સારો માની તેમાં રહેવાની રૂચિ ધરાવે છે. પ્રભુ મહાવીર દેવ તો સર્વ જીવોના સર્વ પરિણામોને સાક્ષાત્ જાણતા હતા અને ગાંધીજીમાં તો કોઈ પણ મનુષ્યના અંતરૂના સાક્ષાત્ વિચારોને જાણવાની શક્તિ પ્રગટી નથી. તેથી ચોવીશમા તીર્થંકર મહાવીર પ્રભુની પેઠે રૂપાંતરે પણ ગાંધીજી સાક્ષાત્ સર્વ પદાર્થોનાં સત્યો જાણવાની શક્તિ ધરાવતા નથી. તેમણે તેમના મિત્રનું શ્રીમદ્ રાજચંદ્ર પુસ્તક વગેરે પુસ્તકો વાંચ્યાં હશે તેથી કંઇ ગુરૂગમ વિના જૈનશાસ્ત્રોના જ્ઞાની અને તેના શ્રદ્ધાળુ પણ કહી શકાય નહીં, તેમને જૈનશાસ્ત્રોમાંની કેટલીક વાતો રૂચે તેથી કંઈ જૈન પણ કહેવાય નહીં. તેમના નીતિના આચારો સારા હોય, તેમની પેઠે તો ખ્રીસ્તી મુસલમાનો પૈકી કેટલાકના સારા નીતિવાળા આચારો હોય તેથી તે જૈનધર્મી ગણાય નહીં અને તેથી તેવા દયા સત્યનીતિની પ્રવૃત્તિ માત્રથી પ્રભુ મહાવીરની પેઠે રૂપાંતરે સત્યના પ્રકાશક પણ તે કહેવાય નહીં. આપણે જૈનો, ગાંધીજી વગેરે સર્વ મનુષ્યો સાથે શુદ્ધ પ્રેમથી મૈત્રી રાખી શકીએ પણ તેમના વિચારો છે તે પ્રભુ મહાવીરનાં સત્યો છે એમ કદાપિ માની શકીએ નહીં. પ્રભુ મહાવીરદેવની પટ્ટપરંપરામાં આજસુધી અનેક ત્યાગી વૈરાગી પંચ મહાવ્રતધારી અનેક ગુણી આચાર્યો, ઉપાધ્યાયો, સાધુઓ અને સાધ્વીઓ થઈ છે અને હાલ વિદ્યમાન છે. તેઓએ જ પ્રભુ મહાવીર દેવનાં સત્યોને પ્રકાશ્યાં છે અને હાલ પ્રકાશે છે. તેમના અનુયાયી જૈનો જ પ્રભુ મહાવીરનાં સત્યોને જૈનશાસ્ત્રાનુસારે પ્રકાશી શકે છે તેથી રૂપાંતરે બીજાં

સત્યો નથી તેથી ગાંધીજી તે જ સત્યોને રૂપાંતરે પ્રકાશી શકે નહીં, અને પ્રભુ મહાવીરનાં સત્યોને જ જો તેઓ પ્રકાશે છે એમ માનો છો તો તે સત્યોને આપણા સાધુઓ દરરોજ કહે છે તેથી તેમાં ગાંધીજી વિશેષ કહી શકવાના નથી. ગાંધીજી જો પ્રભુ મહાવીરદેવનાં સત્યોને જ પ્રકાશે તો જૈનશાસ્ત્રોથી ભિન્ન ન હોવાં જોઇએ અને તેઓની જે હીલચાલ પ્રવૃત્તિ છે તેમાં કંઇ શ્રાવકધર્મની વા સાધુધર્મની પ્રવૃત્તિ વા જૈનશાસ્ત્રોપ્રમાણે ઉપદેશ વગેરે દેખાતો નથી. તેથી પ્રભુ મહાવીર પ્રભુની પેઠે રૂપાંતરે ગાંધીજીએ સત્યો તત્ત્વો પ્રકાશ્યાં છે એવું કહેવું તે સમજણ ફેર છે. ગાંધીજીના વિચારોમાં વારંવાર ફેરફારો થયા કરે છે. તેમની માન્યતાઓ ભવિષ્યમાં કેવી થશે તે આજથી કહી શકાય નહીં, માટે જૈનોએ તો ગીતાર્થ ગુરૂ આચાર્યોને સાધુઓને અને જૈનશાસ્ત્રોને અવલંબી ચાલવું જોઇએ. એમ ચાલવામાં જ જૈનોનું જૈનધર્મરૂપ સ્વરાજ્ય જીવશે, અન્યથા તેઓ જૈનધર્મથી ભ્રષ્ટ થઇ મિથ્યાત્વ બની જશે. એક વાર જો જૈનો ગીતાર્થ ગુરૂઓથી શ્રદ્ધા ખોઇ બેઠા તો તેઓ મિથ્યાત્વના કૂપમાં પડી જવાના. પ્રભુ મહાવીરદેવની પટ્ટપરંપરાએ સર્વ સત્ય તત્ત્વો આજદિન સુધી જૈનશાસ્ત્રોના આધારે ચાલ્યાં આવે છે, તેથી આપણે સત્યોની પ્રાપ્તિ માટે અન્યો ઉપર વિશ્વાસ રાખવાની જરૂર નથી, અને ધર્મનેમાટે તો વૈષ્ણવ ખ્રિસ્તી આદિ અન્ય ધર્મી નીતિવાળાભક્તોની–મહાત્માઓની સંગતિ શરણ કરવાની કિંચિત્ અંશ માત્ર પણ જરૂર નથી. જૈનો; જૈનશાસ્ત્રોપ્રમાણે વર્તે તો તેઓ સ્વતંત્ર મુક્ત શક્ત બની શકે છે. દેશ નાયકો અનેક થયા કરશે અને દેશની ભક્તિ રાગ તે વ્યાપક હોવાથી હિંદનો દેશનાયક નીતિવાળો હોય તો ચાર ખંડમાં વખણાય, પ્રસિદ્ધ થાય, તેથી તે કંઇ જૈનધર્મની દૃષ્ટિએ જૈનત્યાગીસાધુઓની તુલનામાં તે આવી શકતો નથી અને તે જૈન સાધુઓની અહિંસાને પણ પાળી શકતો નથી. તો તે સર્વજ્ઞ વીતરાગ

તીર્થંકરની તુલનામાં તો આવે જ ક્યાંથી ? એમ જૈનશાસ્ત્રોના આધારે જૈનો જાણે છે અને એવા દૃઢનિશ્ચયથી પ્રવૃત્તિ કરે છે. જૈનધર્મનો પ્રચાર કરવાની જૈનેતર દેશનેતાઓ પાસેથી આશા રાખનારાઓ ગાડરાના બચ્ચા જેવા ભોળા છે. દયા, અહિંસાદિ તત્ત્વોને સર્વજ્ઞ મહાવીરે જેવાં પ્રરૂપ્યાં છે તે જૈનશાસ્ત્રોના પૂર્ણ અભ્યાસથી જાણી શકાય છે અને તે જાણ્યા પછી ગાંધીજી વગેરે દેશનેતાઓની અહિંસાની તુલના જો જૈનસાધુઓની સાથે કરવામાં આવે તો તેમાં ઘણો ફેરફાર જણાશે. આપણે જૈનોએ દયા અહિંસા-માટે અન્યધર્મીઓનું શરણ લેવાની જરૂર રહેતી નથી. જૈનશાસ્ત્રોના આધારે મેં મારી માન્યતા જણાવી છે તેથી કંઈ ગાંધીજી ઉપર દ્વેષભાવ નથી. ગાંધીજી તો શું પણ મારા શત્રુઓ બની જેઓ મારો ઘાત કરવા ઇચ્છે તેવાઓ ઉપર પણ મ્હને સદા ભાવ દયા શુદ્ધ પ્રેમ પ્રવર્તે છે, તો ગાંધીજી આદિ દેશભક્તો વગેરેની સાથે મારે મૈત્રી ભાવ છે એમ જગને સત્ય જાહેર કરૂં છું.

પ્રશ્ન—ગાંધીજીએ હિંદમાં ગાયોની કત્લ થતી કુર્બાની થતી બંધ કરી અને હિંદુઓની અને મુસલમાનોની આજ સુધી કોઇએ એકતા કરી નહોતી તેવી એકતાને સાધી. તેવું કાર્ય આજ સુધી ત્યાગીઓએ પણ કરી બતાવ્યું નથી, અને ગાંધીજી જેટલી અહિંસા કોઈ પણ ધર્મના આચાર્યે પ્રચારી નથી તેથી ગાંધીજી સર્વ ધર્મના મહાત્મા ગણાય એમ માનવામાં શો વિરોધ છે ?

ઉત્તર—ગાંધીજીથી મુસલ્માનો ગાયોની કુર્બાની કરે છે, તે આખા હિંદમાંથી થતી અટકાવી શકાઈ નથી. ખિલાફત ચળવળ પ્રસંગે કેટલાક મુસ-લ્માનોએ ગાયોની કુર્બાનીને ઠેકાણે ભેંસો અને બકરાંઓ વગેરેની વધારે કુર્બાની કરી હતી, પણ કુર્બાનીમાં સર્વથા ગાયોનો બચાવ થયો નથી અને બીજી ભેંસ બકરાંઓની તો કુર્બાની કરી હતી, અને હજી મોટાભાગે દિલ્હી વગેરેમાં ગાયો

મરાય છે અને ગાંધીજીની ચળવળ પછી હિંદુમુસલ્માનના ઝઘડાઓ વધવા લાગ્યા છે. ધર્મની દૃષ્ટિએ કોઇ કાલે હિંદુ અને મુસલ્માનોની એકતા સિદ્ધ થઇ નથી અને થવાની નથી. બ્રિટીશ આદિરાજ્યના બંદોબસ્તથી બન્ને કોમમાં સુલેહશાંતિ જળવાઇ રહે એમ બને છે અને બનશે પણ ધર્મની દૃષ્ટિએ બન્નેમાં એકતા ન આવી શકે. રાજ્ય દૃષ્ટિએ બન્નેનો બાહ્યસ્વાર્થ એકસરખો હોવાથી બન્નેના ઉપર અન્યાય જુલ્મ થવાથી બન્ને ધાર્મિક અમુકનીતિરીતિવ્યવસ્થાએ સંપીને વર્તે તે તો સ્વાર્થી સંબંધ હોવાથી સંધાય અને ત્રુટે એમ વારંવાર બન્યા જ કરે. ધર્મની દૃષ્ટિએ હજી સુધી ગાંધીજીએ હિંદુઓની અને મુસલ્માનોની એકતા–એકસંપી કરાવી નથી અને રાજકીય દૃષ્ટિએ પણ ખીલાફતની ચળવળ બંધ પડયા પછી ખરી એકસંપી થએલી દેખાતી નથી. કેટલાક હિંદુઓ અને મુસલ્માનો રાજકીય દૃષ્ટિએ સંપીને ચાલે છે એમ કહીએ તો પણ તેથી બન્ને કોમના મોટા ભાગમાં એકતા–સંપ જેવું વાતાવરણ ખીલ્યું નથી. ગાયોની કત્લ પણ બંધ થઈ નથી, ગાયોની કુર્બાની પણ સર્વથા બંધ થઈ નથી. તેથી હાલ સુધી તો તેઓ હિંદુ મુસ્લીમ કોમની એકતા કરનારા ગણી શકાય નહીં. તેમની હિંદુ મુસ્લીમ ઐક્ય કરવાની ભાવના સાચી છે. તે બને તો સારૂં. હિંદમાં બાવન લાખ ગાયો કપાય છે. તે ગમે તે રીતે પણ હિંદ સ્વતંત્ર થાય તો પણ ગાયો કપાવાની બંધી થાય એવું મુસલ્માનોથી ખ્રીસ્તિઓથી બનતું અશક્ય છે. ગાયોની કતલ બંધ કરવાની હીલચાલ શરૂ કરવી જોઇએ, પણ ગાંધીજીએ હિંદની એકતા કરી તથા ગાયોને મારવાની બંધી કરાવી એમાંનું હજીસુધી કશું બન્યું નથી, તેથી તેઓએ ધર્મગુરૂઓથી, શંકરાચાર્યો જેવાથી વિશેષ મહાન્ ધર્મકાર્ય હજી સુધી કર્યું નથી, એવું ધર્મકાર્ય કરવાની ભાવના અને થોડી ઘણી પ્રવૃત્તિ તો અનેક સાધુઓ તથા દેશનેતાઓ કરે છે, તેમ ગાંધીજી વગેરે પણ કરે

છે માટે ગાંધીજીનો મહિમા ગાઇને ધર્મગુરૂઓની હીનતા દેખાડવા પ્રયત્ન કરવો તે જ દેશની ધર્મની પ્રગતિમાં વિઘ્ન નાખવા જેવું કાર્ય છે. અકબર જેવા બાદશાહે હિંદુ મુસલ્માનની એકતા કરવાની ચળવળ ચલાવી હતી. કબીરે પણ બન્ને કોમની ધર્મથી એકતા કરવાની પ્રવૃત્તિ સેવી હતી પણ થઈ નહીં, દેશનેતાઓ અનેકપક્ષરૂપી ગચ્છોમાં-મતોમાં વ્હેંચાઇ ગયા છે અને તેઓ એક થઈ શકતા નથી, તો કરોડો હિંદુઓનું અને મુસલ્માનોનું ઐક્ય સાધવું મહા મુશ્કેલ છે માટે સ્વરાજ્યની ચળવળમાં થી ધર્મની બાબતોને દૂર કરી પ્રવર્તવામાં જ ઓછા ઝઘડાનો પ્રસંગ રહેશે. બન્ને કોમો વારંવાર પરસ્પર લડે અને વારંવાર સુલેહ સંપ કરે એમ હિંદુ મુસલ્માનોમાં થયા કરવાનું જ. ગાંધીજી બન્નેની એકસંપી કદાપિ કરાવે તો તેથી પણ જૈન ત્યાગી મુનિધર્મગુરૂઓના કરતાં તેઓ મહાન્ બની શકે નહીં અને તેમને આખી દુનિયા વખાણે માને તો પણ તે રાગદ્વેષ રહિત વીતરાગ થયા વિના તે કેટલાક જૈનની માન્યતાવાળા તીર્થંકર જિનતારણહાર બની શકે નહીં. તેમણે સાંસારિકપ્રવૃત્તિનો ત્યાગ કર્યો નથી, રાત્રી ભોજનનો ત્યાગ કર્યો હોય વા કંદમૂળનો ત્યાગ કર્યો હોય, વા કાચા પાણીને પીવાનો તથા કાચા પાણીમાં ન્હાવાનો ત્યાગ કર્યો હોય, વા ખેતી વગેરે ધંધાનો ત્યાગ કર્યો હોય, વા રાંધવા રંધાવાનો ત્યાગ કર્યો હોય એવું અમારા જાણવામાં નથી. તથા જૈન દેવદર્શન કરવા જતા હોય વા સાધુદર્શન કરવા જતા હોય એવું પણ જાણવામાં નથી, તેથી તેમના ખુલાસા વિના તેમના જૈન ત્યાગની ખબર પડે નહીં. તે વલ્લભાચાર્યના સંપ્રદાયી વૈષ્ણવ હોય તો ટીલું કરે તે પણ સમજાતું નથી. તે વેષક્રિયા વિના ગુણોથી મહાન્ છે એમ કહીએ તો તેથી પણ ત્યાગીધર્મગુરૂઓના કરતાં મહાન્ નથી. પરદેશીવસ્તુઓને તે સર્વથા વાપરતા નથી એમ પણ સિદ્ધ થતું નથી. તે મોટરગાડી રેલ્વેમાં બેસે છે, પરદેશી પ્રેસનો ઉપયોગ કરે છે, દેશી કાગળો વાપરતા હોય એવો તેમનો નિયમ નથી.

સાબરમતી સત્યાગ્રહાશ્રમના મકાનોમાં પરદેશી વસ્તુઓ માલુમ પડે છે. રંગ પણ પરદેશી હોય છે, પરદેશી તાળાં હોય છે. ચશ્માં પરદેશી હોય છે, ગાંધીજીએ ડાક્ટરોની મદતથી તબિયત સુધારી હતી. અંગ્રેજી પુસ્તકો વાપરે છે. એકલી ખાદી વાપરી અને ઘણોખરો તો પરદેશી ફાનસ વગેરે વસ્તુઓનો ઉપયોગ થાય તેથી કંઇ પરદેશી વસ્તુના ત્યાગના આદર્શ ત્યાગ તરીકે પણ ગાંધીજી મહાન્ ગણાય નહીં, તેથી જૈનધર્મની દૃષ્ટિએ ત્યાગી સાધુ આચાર્યો કરતાં ગાંધીજી ધર્મની બાબતમાં મહાન્ માની શકાતા નથી.

પ્રશ્ન--કેટલાક શંકિત જૈનો કહે છે કે પ્રભુ મહાવીરદેવે બ્રાહ્મણોની સત્તાના જૂલ્મથી કંટાળીને દીક્ષા લીધી હતી. તેનું કેમ?

ઉત્તર--એવા શંકિત જૈનો કપોલ કલ્પિતગાલ પુરાણનાં ગપ્પાં ઉડાવનારા છે. કારણકે તે કેટલાક પાશ્ચાત્ય વિદ્વાનોના જૂઠા અનુમાનના તરંગોપર ડોલે છે. તેઓ કંઈ શાસ્ત્રનો પુરાવો આપી શકતા નથી. પ્રભુએ તો આત્મધ્યાન ધરી કેવલજ્ઞાન પ્રગટાવવાને દીક્ષા લીધી હતી. બ્રાહ્મણો તો તે વખતે તેમની પ્રસંશા કરતા હતા અને પ્રભુ મહાવીર તીર્થંકર થૈ જગતનો ઉદ્ધાર કરવાના છે એમ જાણતા હતા. હાલના બ્રાહ્મણોને અને જૈનોને દેખી તે વખતના બ્રાહ્મણોનો જમાનો કલ્પી જૂઠા વિચારો દોડાવવા એ સત્ય જૈનનું લક્ષણ નથી.

પ્રશ્ન—મરીચિએ ત્રિદંડીનો વેષ ધારણ કર્યો. તેણે ઋષભદેવ પાસે સાધુઓ કરવાને મનુષ્યો મોકલ્યા પણ જ્યારે તે માંદો પડયો ત્યારે તેની કોઇ સાધુએ સેવા કરી નહીં અને શ્રાવકોએ પણ સેવા કરી નહીં તેથી મરીચિએ કપિલને દીક્ષા આપી, તેમાં શ્રી ઋષભદેવના સાધુઓએ અને શ્રાવકોએ મરીચિની સેવા નહીં કરી તેથી તેઓની અવિવેકતા ગણાય કે નહીં?

ઉત્તર—શ્રી ઋષભદેવ વીતરાગ સર્વજ્ઞ હતા તેથી તે મરીચિની સેવા કરે નહીં. સાધુઓ પણ મરીચિથી ન્યારા રહેતા હતાં અને વિહાર કરતા હતા

તથા તે સાધુ દીક્ષાસંયમમાં હતા અને મરીચિ પડી ગયા હતા. મરીચિએ વર્ણશંકર વેષાચાર સ્થાપ્યો તેથી સંઘને તે ગમ્યું નહીં, સાધુઓ વગેરે તેથી તેમની પાસે રહી સેવા કરી શકે નહીં તેમ જ તેઓને દૂર રહેવાથી મરીચિની માંદગીની ખબર પણ ન હોય. તથા મરીચિએ સેવા કરાવવા માટે માગણી ન કરી હોય, તથા મરીચિ વનમાં રહેતા હતા અને તેમને આહારપાણી લાવી આપવો તે તો સાધુ જેવાનું કાર્ય હોય છે તેથી ગૃહસ્થ જૈનો આહાર વહોરાવી શકે પણ ભીક્ષા માગીને લાવી ન આપી શકે, તેથી તેમાં શ્રાવકોનો અવિવેક ગણાય નહીં. તે વખતના સાધુઓ અને શ્રાવકો ઋજુ-સરલ અને જડ હતા અને પ્રભુ મહાવીરના સાધુઓ વક્ર અને જડ છે તેથી ઋષભદેવના સાધુઓ જૂદા વેષધારીની ખબર ન લેવા જાય તેમાં તેનું પતિતપણું જાણી લક્ષ્ય ન આપે તો તેથી કંઇ જૈનધર્મ શાસ્ત્રોનો, સાધુઓનો દોષ નથી તેમ જ પ્રભુના ઉપદેશની ખામી નથી, તેથી તેવી ચર્ચાનો કંઇ અર્થ જ નથી.

પ્રશ્ન--હાલમાં કેટલાક સુધારક નામધારી શકિત જૈનો, સાધુઓની જાહેર ખાનગીમાં ગુપ્ત નામે નિંદા છાપે છે, છપાવે છે અને ધર્મશાસ્ત્રોમાં શંકા ઉઠાવે છે તેનું શું કારણ છે ?

ઉત્તર—જૈનધર્મની બાબતમાં સાધુ ધર્મગુરૂઓ મુખ્ય હોય છે, ધર્મગુરૂઓ જૂઠા સુધારા, વગેરે બાબતોમાં આડા આવે છે, નાસ્તિકોના નાસ્તિક વિચારોનું ખંડન કરે છે. મડમોની સાથે લગ્ન કરવાનું નિષેધ કરે છે, દારૂ માંસ વાપરવાનો નિષેધ કરે છે, ભંગીઆઓની સાથે ખાવું નહીં એમ ઉપદેશ આપે છે, તેથી વિરૂદ્ધપ્રવૃત્તિવાળાઓ, સાધુ ગુરૂના દુસ્મન બની જાય છે અને તેઓની ઉપર જૂઠાં આળ ચઢાવે છે. તેઓ જાણે છે કે સાધુઓ કોર્ટમાં જવાનાં નથી, સૃષ્ટિવિરૂદ્ધ કર્મ કરનારા વગેરે કહેવાથી તેઓપર જનતા ને શંકા પડે તથા એક બે શ્રાવિકાઓની સાથે વાતો

કરતા હતા એમ કહી આળ ચઢાવવાં કે જેથી તેઓ કોમમાં હલકા પડે અને સામા પડે નહીં તથા ડરી જાય અને આબરૂહીન થઇ જાય, આવી જાતની કેટલીક નિંદક ટાળીઓ ઉભી થઈ છે અને તે રૂશિયન બોલ્શેવિકો જેવી અંતરથી હિંસક છે અને બહારથી અહિંસાનો સિદ્ધાંત જણાવે છે, તેઓ નાતજાત ધર્મ વગેરેના માર્ગોનો નાશ કરવા ઇચ્છે છે. એવા કેટલાક ગાંધી-જીના ટોળામાં ભળે છે, એવા કુતર્કકી નાસ્તિક જૈનો ઘણા વાચાળ અને કુતર્કકી હોય છે કે જેઓની આગળ કેટલાક ભોળા વિદ્વાન્ જૈનો હારી પણ જાય તેથી તેવાઓના વિચારનો વિશ્વાસ ન રાખવો.

જિનેશ્વર ભગવાનની પ્રતિમાને વસ્ત્રાભૂષણો સજાવવાના જૈનશાસ્ત્રોમાં પાઠો છે, સાધુઓ, ધર્મગુરૂઓ, ચંદ્ર વા પૂઠીયાંવાળી પાટ પર બેસી વ્યાખ્યાન વાંચે છે તેમાં ચંદ્ર વા પૂઠીયાં વગેરેથી ગુરૂની શોભા ભક્તિ કરવામાં ગુરૂ પ્રવેશ મહોત્સવ વગેરેમાં જેઓ વાંધા લેતા નથી, તેઓએ વીતરાગ દેવની પ્રતિમાની ભક્તિ કરવામાં વાંધો લેતાં પોતાના ત્યાગ વૈરાગ્ય ઉપર લક્ષ દેવું જોઇએ. જૈન ધર્મપ્રવર્તક સાધુ સૂરિઓ વગેરેના સ્હામા પ્રતિ પક્ષીઓ પડે અને જૈનશાસ્ત્રોમાં શંકા વિરોધ કરે અને ગુરૂઓની નિંદા કરે તેથી કંઈ ધર્મ રક્ષકગુરૂઓ ડરી જઇને બેસી જાય નહીં. વિચાર ભેદે વૈરી દુશ્મનોએ ભલા ભલાની નિંદા કરી છે, અરવિંદ ઘોષ વગેરે દેશ નાયકોની સ્હામા પડેલાઓએ એવી ધૂળ ઉડાડી છે. જૈન એડવોકેટમાં મહાત્મા ગાંધીજીની નિંદા બદઓઇ કરવામાં આવી છે તેથી ગાંધીજીને કાંઇ હરકત નથી, પ્રતિપક્ષીનિંદકોએ આજ સુધીના મહાપુરૂષોની સ્હામે ધૂળ ઉડાડી છે. જૈનાચાર્યો સાધુઓના પ્રતિપક્ષી બનેલા નિંદકોએ આજ સુધી સૂરજ સ્હામે ધૂળ ઉડાડવા જેવી ઘણી પ્રવૃત્તિ સેવી છે અને તેથી તેઓ દબાયા નથી અને તેઓએ પોતાનું કાર્ય કર્યું છે. · પ્રતિપક્ષી વિરોધીઓ કદાચ ધર્મગુરૂઓને મારી નાખવા સુધીનાં તર્કટો ષડયંત્રો રચે અને તેથી ધર્મ-

રક્ષકો મરી જતાં પણ કંઇ સત્યધર્મ વિચારોનો ત્યાગ કરતા નથી. અમોએ કોઇનું નામ દઇને પ્રત્યુત્તર લખ્યો નથી. ફક્ત ઉપર્યુક્ત વિચારોથી તેના પ્રતિપક્ષી વિચારોનો જવાબ આપ્યો છે એમાંથી મધ્યસ્થસત્યગ્રાહકો જો વિચાર કરશે તો તેમાંથી તેઓ ઘણું લેવાનું મળશે. ગાંધીજી, તિલક, દાસબાબુ વગેરે દેશ નાયકોના દેશ નાયકત્વ સામે અમારે વિરોધ નથી, પણ લાલા લાજપતરાય વગેરે કે જેઓ જૈન ધર્મ તીર્થંકર વગેરે સંબંધી વિરૂદ્ધ વિચારો જાહેર કરે છે, તેઓનો તો ઉત્તર આપવો જોઇએ. **જ્ઞાતપુત્રમહાવીરના** અંગે ગાંધી ભક્તે જે વિચારો છપાવ્યા હતા, તેમાં પ્રસંગે ગાંધીજી સંબંધી અમારા વિચારોને જૈનશાસ્ત્રાધારે જાહેર કર્યા, તેમાં ગાંધીજીના અંગત ચારિત્ર સંબંધમાં અમે ઉતર્યા નથી, અન્ય ધર્મી સર્વલોકોમાં હું ગાંધીજીને પ્રથમ નંબરના ઉત્તમ ભક્ત લૌકિક મહાત્મા તરીકે માનું છું, તે ખરા દેશભક્ત છે પણ જૈનધર્મદષ્ટિએ તે જૈન મહાત્મા નથી, એવો મારો અંગતવિચાર છે. ગાંધીજી વગેરે દેશનાયકો સાથે ગૃહસ્થ જૈનો, દેશરાજકીય ચળવળમાં ભાગ લે તેમાં અમારો વાંધો નથી પણ તેની સાથે અમારા તીર્થંકરોની અને ગુરૂઓની કક્ષામાં ગાંધીજીને મૂકીને સાધુ ગુરૂઓ સ્હામે પડનારા ગાંધી વગેરે દેશનાયકોના અન્ધ દૃષ્ટિરાગી નાસ્તિકશંકિતજૈનો પ્રતિ તેમની ચર્ચાનો જવાબ છે અને ભવિષ્યમાં તેઓ આ લેખનો ઉત્તર આપે તો તેના સ્હામા જીવતાં સુધી જવાબ આપવા તૈયાર રહીશ. જૈનોએ ધર્મપરિવર્તનમહાયુદ્ધના સંક્રાન્તિયુગમાં જૈનશાસ્ત્રોને ઉડાવનારાઓનો વિશ્વાસ ન કરવો અને તેઓના ઉત્સૂત્ર વિચારો સામે વિરોધ જાહેર કરવો જોઇએ. જૈનોએ શારીરિક માનસિક ધાર્મિક કેળવણીનું શિક્ષણ લેવું અને જૈનાચાર્યોના ઉપદેશાનુસારે વર્તવું, જૈનધર્મ માટે જૈનેતર ધર્મીઓ કે જે સામાન્ય અહિંસા દર્શાવતા હોય તેઓના ધર્મીભક્ત ન થવું. હિંદુઓના

જેવા કંઇક વિચારાચારે મળતા બનીને આગાખાંની મુસલ્માનો, કરોડો રૂપૈયા ખર્ચીને હજારો ઉપદેશકો રાખીને હિંદુઓને આગાખાની મુસલ્માનો બનાવે છે. ખ્રીસ્તિયોએ પણ હિંદુઓને અને જૈનોને ખ્રીસ્તિ કરવા અબજો રૂપૈયાઓ ખર્ચી હજારો ઉપાયો કરી લાખો મનુષ્યોને ખ્રીસ્તિ બનાવ્યા છે. જૈનો તમે જાગો! જૈનસાસનશત્રુઓથી બચી જાઓ! ધર્મ માટે અર્પાઇ જાઓ! સાધુઓના નાશની સાથે ગૃહસ્થ જૈન સંઘનો પણ નાશ થશે, માટે ધર્મગુરૂઓની સેવાભક્તિ કરીને શાસ્ત્રોના જ્ઞાતાઓ બની જૈનધર્મનો વિશ્વાસમાં પ્રચાર કરવો જોઇએ.

પ્રશ્ન—તમારો પોતાનો મહાત્મા ગાંધીજી માટે શો અભિપ્રાય છે અને મહાત્મા ગાંધી હિંદુ મુસલમાનની એકતા કરે છે તથા ઢેડભંગીને સ્પર્શ્ય ગણે છે તથા રેંટીયા ખાદીની પ્રવૃત્તિ કરે છે તેમાં તમારો જાતિ અભિપ્રાય શ્યો છે ?

ઉત્તર—વ્યવહારથી જૈનધર્મની દૃષ્ટિએ તેમને હું જૈનગૃહસ્થ વા જૈન સાધુ માનતો નથી પણ હિંદ દેશનાયકોમાં સર્વપુરૂષોમાં વિશેષ સત્યગ્રાહી, સરલ, અને ગુણાનુરાગી અને મધ્યસ્થ, અને મોક્ષમાર્ગાનુસારી કોટિના પુરૂષોમાં યોગ્ય શ્રેષ્ઠ તરીકે છે એમ માનું છું, હિંદુ મુસલમાનની એકતા થાય અગર ન થાય તો પણ તેમની ભાવના અને પ્રવૃત્તિને તો સારી માનું છું, હિંદુ સન્યાસીઓ જેવા તે ત્યાગી નથી પણ તે ત્યાગીના કેટલાક ગુણોથી યુક્ત છે, જૈનશાસ્ત્રોની દૃષ્ટિએ તે વ્યવહારથી જૈનવા ત્યાગી નથી, તેમનામાં ધર્મમતસહિષ્ણુના ગુણ સારા પ્રમાણમાં ખીલ્યો છે અને તેથી તે સમ્મગ્દૃષ્ટિગુણસ્થાનને ભવિતવ્યના યોગે પામવાને લાયક છે, એમનામાં દેશદાઝ સારી છે. ઢેડ ભંગીને સ્પર્શ્ય માનવા એવી તેમની માન્યતાવાળો હું નથી પણ હું ઢેડભંગીઓ સ્પર્શ્ય થાય એવા ઉપાયો લેવાની તરફેણમાં છું, તેઓ કેળવણી પામશે તથા દારૂ માંસ વગેરેનો ત્યાગ કરશે

મલીનતા છંડશે, સાત્વિકાચારવિચારમાં આરૂઢ થશે તો હળવે હળવે તેઓ સ્પર્શ્ય થઇ શકશે. તેમની રેંટિયા આદીની પ્રવૃત્તિ, અહિંસાની દૃષ્ટિએ ઉપયોગી છે પણ તે મરજીયાત થવી જોઇએ, વૈષ્ણવભક્તમહાત્મા ગાંધીમાં જે જે ગુણો અમને જણાય છે તેની અમો અનુમોદના કરીએ છીએ, તે પોતાને તીર્થંકર, પ્રભુ અવતાર, ત્યાગી, મહાત્મા કહેનારા તેમના અન્ધ ભકતોને વખોડી કાઢે છે અને તેઓને જૂઠા કહે છે, એવી તેમની માન્યતા છે તે સાચી છે અને એમના કહેવા પ્રમાણે અમો તેમના સંબધી એવા ઉપર્યુક્ત વિચાર બાંધીએ છીએ. તેઓ હિંદુ મુસલ્માનોને જે એકતા સંપ પ્રેમનો પાઠ શિખવે છે તે સારો છે. બાકી જૈન શાસ્ત્રોના આધારે અમો ગાંધીજીને વૈષ્ણવ ભક્ત તરીકે માનીએ છીએ અને એમ જૈન શાસ્ત્રોના આધારે જૈનોએ પણ માનવું જોઇએ.

**इत्येवं ॐ अर्हंमहावीर शान्तिः३**

વિ. સં. ૧૯૮૦ શ્રાવણ સુદિ પચમી.

લેખક **બુદ્ધિસાગર.**

મુ૦ **પેથાપુર.**

